# અજબ ગજબ



અજબસિંહે તારાને બન્ને હાથ દાબીને પહાગ પર
પોતાની સાથેજ બેસાડી દીધી. પૃષ્ઠ ૧૬૫

(વાંચો સચિત્ર પવિત્ર કુમાર ભાગ ૧ કી ૦-૧૦-૦

— / સચિત્ર " પતિવ્રતાનો પ્રતાપ કી ૦-૧૦-૦

# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

સતીતારામતીવાર્તામાં સચિત્ર ૦-૧૦-૦
કોણચાલાક? સચિત્ર ૦-૧૦-૦
ખુનીની ખોપરી . ૦-૮-૦
વિષનો વરસાદ ... ૦-૮-૦
પાપનું પડીકું ... ૦-૮-૦
જગતનો જાદુગર ... ૦-૮-૦
શવાશેરની શોધમાં ...૦-૮-૦
ડોકટર દૈત્ય ... ૦-૮ ૦
કપટ સીંહ ... ૦-૬-૦
ભેદી મુડદું ... ૦--૦
સોળવરસની સતી ...૦-૮-૦
મેના શેઠાણી ૦-૬-૦
સતિ તેજબા ૦-૬-૦
બરાસ કસ્તુરી ૦-૮-૦
ગજરામારૂ ૦-૮-૦
સદેવંતઅનેસાવલીંગા -૮-૦
ગુલબંકાવલી ૦-૮-૦
બત્રીસ પુતળી સંપુર્ણ ૨-૮-૦
સાડાત્રણ ભાઇબંધ ૦-૮-૦
ભયંકર ભુતાવળી ૦ ૬-૦
ડીટેકટીવ કે દેવ ? ૦-૮-૦
ભજનસાગર ૦-૮-૦
ભજન ભંડાર ૦-૮-૦
કૃષ્ણ સુદામા સચિત્ર ૦-૧૦-૦
રાજભાષા (ઇંગ્રેજીસહેલાઇથી
શીખવાનું સાધનકી.૧-૮-૦
સચિત્ર કોકશાસ્ત્ર કી. ૧-૮-
હુન્નર પ્રકાશ કી. ૨-૦-
રસીક ધોળ પદ કી. ૧-૪-
શુદ્ધ કાવ્ય દોહન૧ થી ૫ ભાગ કી. ૨-૦-૦
સુડા બહોતેરી કી. ૨-૦-
ગીરધરકૃતરામાયણકી. ૩-૦
તુલસી કૃતરામાયણકી.૬-૦
પેસા કેમ કમાવા ? વ્યાપા તાલીમ શીખવનારૂ સર્વોત્તમ પુસ્તક ૧-૮-૦
સ્વામીદયાનંદનુ જીવન ચરિત્ર કી ૨-૦-૦
નઝીર કી. ૧-૦-૦
પંચીકરણ કી. ૨-૦-૦
મોટી ગાયનમાળા બાર ભાગ કી. ૦-૧૨ ૦
" " આઠ ભાગ કી. ૦ ૮-૦
" " છ ભાગ કી. ૦-૬-૦
મહાભારથ વલ્લભ વ્યાસનું કી. ૬-૦-૦
વિવેકાનંદનુ જીવન ચરિત્ર સચીત્ર કી. ૩-૪-૦
સ્વામી રામતીર્થનું જીવન ચરિત્ર ૨-૮-૦

॥ ૐ ॥

# અજબ ગજબ


: લેખક :

' मंगल '

-તે-

શિવલાલ ત્રિભુવન-વાંટાવદરકર



: પ્રકાશક :

રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ-અમદાવાદ.





પ્રથમાવૃત્તિ : પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૨-સને ૧૯૨૬

મૂલ્ય : ૦-૧૦-૦

“ 'જોરૂ' 'જમીન' 'જર' માટ માનવ, પાપમાં પગલાં ભરે,
એ ‘ વસ્તુ ત્રય’ માટે મનુષ્યો, કૃત્ય કડવા બહુ કરે;
'લક્ષ્મી' 'જમીન' ને પ્રાપ્ત કરવા, અધમતા પ્રાણી ધરે,
ને જોરૂ'ના માટે કરોડો, ગજબસિંહો કૈં મરે !”

શ્રી ૐમ્

# અજબ ગજબ

## પ્રકરણ પહેલું.

### “ ગંભીર ગોટાળો. ”

શિવારત્રિનો પવિત્ર તહેવાર હતો. શૈવોપાસકોના હૃદય હર્ષોદધિમાં નૃત્ય કરી રહ્યા હતા. મહારાજા શૂરસિંહ ચુસ્ત શિવ–ભક્ત હતો, ને તેથી વિશાળગઢના સઘળા શિવાલયો આજે સુંદર રીતે શણગારવાનો તેમણે હુકમ કર્યો હતો.

વિશાળગઢ બહારના શિવાલય ઉપર મહારાજાની સારી દૃષ્ટિ હતી. તે શિવાલય તેમનું માનીતું મંદિર હતું. સઘળા શિવાલયો કરતાં તે શિવાલયની પ્રતિષ્ઠા વિશેષ હતી. તે

શિવાલય સુંદર રીતે બંધાવવામાં આવ્યું હતું. ભગવાન્ ધુર્જટીમાં શૂરસિંહ ને અપૂર્વ શ્રદ્ધા હતી.

ઠેક ઠેકાણે ભાવિક નર–નારીઓ શ્રીશંકર સ્તુતિ ઉચ્ચરી રહ્યા હતા. ને ગામબહારના શિવાલય ઉપર પ્રજાજનોની મ્હોટી ધમાલ હતી. આનંદના અબ્ધિમાં હીંચોળા ખાતા ભક્તજનો શિવની કૃપા પ્રાપ્ત કરવા માટે આજે નિરાહાર રહ્યા હતા; યુવતીઓ, વૃદ્ધાઓ. કુમારિકાઓ સર્વે શુદ્ધ કપડાં પરિધાન કરી ભગવાન્ મહાદેવના દર્શને જતી હરરોજના કરતાં વિશાળગઢ ગામની શોભા આજે અત્યંત સુંદર બની હતી.

સાંજ પડીને ' રાજાના માનીતા મંદિર' માંથી' ભીડ કમી થતી ચાલી. દીપમાળ પ્રકટ થઈ. અસંખ્ય દીપકોના પ્રકાશથી 'મંદિર' મનોહર બની ગયુ. વાતાવરણની શુદ્ધતામાં વૃદ્ધિ થઇ. કેસર, કસ્તુરી, ચન્દન વીગેરે પવિત્ર વસ્તુઓનો છુટથી ઉપયોગ કરાયલો હોઇ મંદિરના અંતરીક તેમજ બ્રાહ્યભાગમાં સુગંધનો વિસ્તાર થયો હતો પુજારીઓ મુખ આગળ પુસ્તકો રાખીને આખો દિવસ 'સ્તોત્રો' બોલી બોલીને જાણે કંટાળી ગયા હોય તેમ હમણાં તેમણે '**નમઃ શિવાય**' ના લાંબા ઘાટા કાઢતા બંધ કરેલા હતા. ભક્તોની આવ–જા તદ્દન ઓછી થઇ ગઈ હતી.

થોડી વારે એકાએક ભીડજામી. પુજારીઓ આશ્ચર્યાન્વિત થયા એકાદ માણસને પૂછતાં સમજાયુકે મહારાજા

શૂરસિંહ પોતાની બે પુત્રીઓ લઇને મ્હોટા મ્હોટા અમલદારો સાથે મહાદેવના દર્શને પધારે છે!

કોઈ વર્ષે નહિ, ને આવર્ષે મહારાજા, પોતાની પુત્રીઓ સાથે મંદિર પધારવાના હતા. એટલે પ્રજાજનો, એ દૃશ્ય જોવા શિવાલય ઉપર દોડી આવ્યા હતા.

આરતીના રણુકાર શમી ગયા પછી: " ઘણીખમ્મા ઘણીખમ્મા" ના અવાજ સાથે મહારાજા ' મહાદેવમંદિરમાં આવી પહોંચ્યા. તેમની સાથે ખાસ અમલદાર વર્ગ હતો. દીવાન દીનનાથ; લશ્કરનો ઉપરી ગજબસિંહ, રેવન્યુ કારભારી અનુપચંદ, વિગેરે હતા. મહારાજાની બન્ને પુત્રીઓ પણ સાથે હતી. એકનું નામ 'તારા' ને બીજી નું નામ 'વિજયા' હતું.

તારા મ્હોટી અને વિજયા ન્હાની હતી. બન્નેના વયમાં બે વર્ષનો ફેર હતો, તારા ચૌદ વર્ષની વિજયા બાર વર્ષની હતી. બન્ને બાળાઓ અત્યંત સુંદર હતી. તારા અને વિજયાના મ્હોં બરાબર મળતા આવતા હતા. ઉભયના વદન ઉપર સૌન્દર્ય સુધાનો ઘેરો રંગ ચળકતો હતો.

માહારાજાને માર્ગ આપવા એકત્રિત વર્ગ એક બાજુ ખસી ગયો. શૂરસિંહે મંદિરમાં પ્રવેશ કર્યો; ને તેની પાછળ તારા અને બિજયા પ્રવેશી. પુજારીઓએ ઉભા થઇને મહારાજાને નમન આપ્યુ. મહારાજા મહાદેવને નમ્યા સ્તુ-

તિઉચ્ચારી. પુજારીઓએ મહારાજાને આશિષ આપી. બદ-લામાં મહારાજાએ સુવર્ણ મુદ્રાઓ આપી. પુજારીઓ 'મુદ્રા' ના ચળકાટથી અંજાયા. આખા દિવસની દક્ષિણા કરતાં મહારાજાની દક્ષિણા ઘણી વધુ હતી. પછી તારા અને વિજયા એ શંકરભગવાનને પ્રણામ કર્યા. પુજારીઓએ 'એ બન્ને રાજપુત્રીઓને પણ આશિષ આવી તે પછી અધિકારીઓ ધૂર્જટીને નમ્યાં. પુજારીઓએ તેમને પણ આશિષ આપી. બાદ સઘળા મંદિર બહાર નિકળ્યા.

એ 'મહાદેવ મંદિર' ની આજુબાજુ મહારાજાએ ખાસ વાડી રોપાવી હતી. વાડીમાં એક બાજુ સુંદર કુવારો ને તેની પાસે મર્હુમ મહારાજા વીરસિંહનું આરસપહાણનું બાવલું ઉભુ કર્યું હતું. એ બાવલાની પાસુ મહારાજા ગયા. નમ્યા. ચરણ સ્પર્શ કર્યા. તારા અને વિજયાએ પણ સ્વ પિતાનું અનુકરણ કર્યું. પછી મહારાજા ચોગાનમાં આવ્યા.

તારા અને વિજયા આજેજ બહાર નિકળી હતી. આ-ટલી ઉમર સુધી તે જનાનામાંજ રહી હતી; ટાઢ–તડકો જોયો ન હતો. ઉપરાંત મોજ–વૈભવમાં ઉછરવાથી બન્નેનું માધુર્ય ઘણુંજ ખીલી નિકળ્યું હતું.

તારાના શરીરનો બાંધો 'પાતળો' હતો ને વિજયાના શરીરનો બાંધો ઘાટીલો હતો. એટલે બન્ને બ્હેનો બરાબર —સમાન વયનીજ લાગતી હતી.

માહારાજ ચોગાનમાં ઉભા રહ્યા હતા ને એક બાજુ તારાને બીજી બાજુ વિજ્યા ઊભી રહી. સામે અધિકારી વર્ગ ને પ્રજાજનો ઉભા રહ્યા મહારાજા તરફ પ્રજાજનોની અપૂર્વ પ્રીતી હતી. શુર સિંહઆદર્શ રાજા હતો. પ્રજાના માટે તે પોતાના પ્રાણ પાથરતો હતો. કોઈને પણ તે અન્યાય આપતો નહિ. શ્રીમંતનો તેને પક્ષપાત ન હતો. ગરીબનો તેને અનાદર ન હતો. શ્રીમંત હોય કે રંક હોય, પરંતુ પ્રજા તરીકે જેવું માન આપવું જોઈએ તેવું તે આપતો હતો. તેના અમલમાં વાઘ અને બકરી એક ચારે પાણી પીતા હતા. ચોર–લુટારાઓ તેની હદમાં પગ મૂકી શકતા નહિ. વિશળગઢની પ્રજા બદમાશ ધાડપાડુઓના નિ:સીમ ત્રાસથી મુક્ત હતી; કારણ કે રાજાની સર્વદા અમિ દૃષ્ટિજ રહેતી હતી. પ્રજાને દુ:ખી દેખતાં તેનું હૃદય ચિરાઈ જતું. અરજદારને તેણે કદી પણ તિરસ્કાર્યો નથી. આવો રજા પ્રજા પ્રિય પડે એમાં શું આશ્ચર્ય !

એકત્રિત પ્રજાજનોનાં હૃદય મહારાજા પ્રતિ અપૂર્વ ભક્તિ ભાવથી નમી રહ્યા હતા. મહારાજા તરફ પ્રજાજનોને હર્ષિત જોઈને અત્યંત રાજી થયા. પોતા તરફની પ્રજાની ભક્તિ—પ્રેમ જોઈને મહારાજાને આત્મ સંતોષ અનુભવ્યો.

એકત્રિત પ્રજા વર્ગમાં એક એવો માણસ હતો કે જેના ઉપર તારા કુંવરીની દૃષ્ટિ એક તારતા પૂર્વક ચોંટી રહી હતી. અમારે કહેવું જોઈએ કે એ દૃષ્ટિમાં મોહ હતો.

તારાને મોહ હતો. તારાને મોહ પમાડનાર એ માણસ કોણ હતો ?

તે એક ક્ષત્રિય યુવક હતો. શંકરનો ભક્ત હોઇ તેણે કપાળમાં ત્રિપુંડ્ લગાડયું હતું. જરીવાળો સાફો બાંધીને તેણે વદન સુંદરતામાં વધારો કર્યો હતો. તેનું કપાળ ભવ્ય અને ઓજસ્વી હતું. મુછનો દોરો હજી સ્હેજ ફુટયો હતો. તેના શરીરનો બાંધો સુદૃઢ હોઇ, તે પહેલવાન જેવો હતો. અંગ ઉપર જરી કસબથી ભરેલો વાઘો પહેર્યો હતો. કમ્મરમાં એક પટ્ટો હતો,ને તે પટ્ટામાં તલ્વાર એવી રીતે ગોઠવી હતી કે એકઠા થયેલામાંના ઘણા ખરા તે તરફ ભાવ સૂચક દૃષ્ટિ રાખી રહ્યા હતા. તલ્વારની મુઠ સોનાની હતી અને તે સંધ્યાની અને નિશારંભ એવા સંદર સમયમાં ચળકાટ મારી રહી હતી. મુઠનો ચળકાટ તારાનાને મોંને મોહાંજનથી આંજી નાખતો હતો....તેનું નામ અજબસિંહ હતું.

તે શુરવીર હતો ? જરૂર. મ્હોટા મ્હોટા પહેલવાનોને તેણે હરાવ્યા હતા. ભયંકર વ્યાઘ્રો અને વિકાળ સિંહનાં જડબાં તેણે ધુળ ચાટતા કરી નાખ્યા હતા. તેના વદન ઉપર વિરત્વની રેખાઓ ઝળહળતી હતી તેના સમવયસ્ય મિત્રોમાં તે સ્તુત્ય શુરવીર ગણાતો હતો. અઢાર વર્ષની વયમાંજ તેનામાં અતુલ શકિતનો આવિર્ભાવ થયેલો જોઇ, મ્હોટી ઉમ્મરે તે કેટલો ‘ વીર ’ બનશે, એવી કલ્પનામાં ઘણાં

ક્ષત્રિયો સ્વચિત પરોવતા હતા. શુરવીરતાની સાથે તેનામાં સદ્‌ગુણોનો પણ સમાવેશ હતો.

મહારાજાએ પ્રજાજનોને થોડાક શબ્દો સંભળાવ્યા પછી તેમણે ક્ષત્રિય યુવકોને એક પછી એક પોતાની પાસે બોલાવવા માંડયા પ્રથમ અજબસિંહ સાથે તેમણે વાતચીત કરી

" અજબસિંહ ! "

" મહારાજા ! " અજબસિંહે ભાવ પૂર્વક માથું નમાવ્યું.

" શસ્ત્ર વિદ્યાનો અભ્યાસ ચાલુ છે કે.... "

" ચાલુ છે, નામદાર ! " અજબસિંહે જણાવ્યું.

" શસ્ત્ર વિદ્યામાં જ્યારે તમે પારંગત થાઓ; ત્યારે તમારી પરીક્ષા લેવી છે ? " મહારાજા પ્રેમ પૂર્વક બોલ્યા.

" આપ નામદાર શ્રી મારા જેવા એકાદ યુવકની પરીક્ષા લ્યો એ અત્યંત આનંદનો વિષય છે. અજબસિંહ બોલ્યો.

" પરીક્ષા આપશોને ? " મહારાજા એ હસીને પૂછયું.

" કેમ નહિ, મહારાજા ! " અજબસિંહે વિનય પૂર્વક જણાવ્યું.

" બરાબર શસ્ત્રવિદ્યા શિખી લ્યો કે મ્હારી પાસે હાજર થજો. હું તમારી પરીક્ષા લેવા માગુંછું. મારા રાજ્યમાં તમારા જેવા યુવકો શસ્ત્ર વિદ્યામાં પારંગત થયલા હોય તો મને મ્હોટો ગર્વ આવશે." મહારાજા એ અજબ

સિંહના ખભા પર હાથ મૂકીને અત્યંત વ્હાલ પૂર્વક એ શબ્દો ઉચ્ચાર્યા.

અજબસિંહના વદન ઉપર હાસ્ય ફરક્યું. તારા પાસે ઊભી હતી. અજબસિંહના હાસ્યે તેને અત્યંત મોહવશ બનાવી દીધી. અજબસિંહ જેવા પ્રતિભાશાળી યુવકની ભક્તિ કરવાનો તેને વિચાર આવ્યો. એ વિચારની સાથે અજબસિંહને પોતાના પતિ તરીકે સ્વીકારવાની કલ્પના આવી.

પણ અજબસિંહની દૃષ્ટિ તારા પ્રતિ ન હતી. તારા, અજબસિંહ પોતાના વદન પ્રતિ દૃષ્ટિ તાકે એ પળની અધિરી બની હતી. નેત્ર સંકેતથી પોતાનો મોહ પ્રદર્શિત કરી બતાવવા તારા ઉત્સુક હતી. પરંતુ અજબસિંહ તેના પ્રતિ નજર નાખતો ન હતો ત્યાં તે શું કરી શકે ?

તારા કુંવરીએ અજબ કુમારની વીરતાની કર્ણદ્વારા સાંભળી હતી; પરંતુ આજ સુધી નજરે નિહાળવાનો પ્રસંગ તેને પ્રાપ્ત થયો ન હતો. આજે અજબસિંહની મુખાકૃતિ જોતાં તે ઘેલી બની ગઈ. કઈ રીતે તે અજબ-સિંહના ચરણનો સ્પર્શ કરી શકે એ માટે તેણે મનમાં ઘણી યુક્તિઓ ઘડી કાઢી; પરંતુ જ્યારે તેને એક પણ યુક્તિ સરસ મળી આવી નહિ, ત્યારે એ વિષેનો વિશેષ વિચાર કરવાનું ભાવી પર મુલતવી રાખી તરત તેણે અજ-બસિંહના ગૌરવાન્વિત વદનને નિહાળવાનું જ જારી રાખ્યું.

અજબસિંહની પછી બીજા યુવકો પણ મહારાજા પાસે આવ્યા. નમ્યા, મહારાજાએ તેમને પણ શસ્ત્ર વિદ્યા સારી રીતે શીખવાનું સૂચન કર્યું; ને એ વિદ્યામાં પારંગત થયલાઓની પરીક્ષા લેવાની ઇચ્છા પ્રદર્શિત કરી.

મહારાજાની પ્રજાના સન્તાનોને સ્વસન્તાનોની પેઠે ચાહવાની વૃત્તિ જોઇને સઘળાંઓને આનંદ ઉપજ્યો.

જ્યારે તારા અજબસિંહના વદન તરફ દૃષ્ટિ ફેંકી રહી છે; ત્યારે તેના તરફ તલ્લીનતા પૂર્વક જોનાર માણસ કોણ છે ? એ માણસ અન્ય કોઈ નહિ; પરન્તુ સેનાધિપતિ ગજબસિંહ છે. તેનું વય બાવીસ વર્ષનું હોઇ તે પણ પહેલવાન જેવો જણાતો હતો. તેણે અત્યારે લશ્કરી પોષાક પહેર્યો હતો; ને કમ્મરપર ઝુકી રહેલી તલવારની મુઠપર તેનો જમણો હાથ પડેલો હતો. મુછો કાળી જેબ જેવીને વાંક વળેલી હોઇ તેનું વદન ભવ્ય ભાસતું હતું. તારાના સૌન્દર્ય તેને મુગ્ધ કરી નાખ્યોને તે તારા તરફ વિકારી દૃષ્ટિથી જોવા લાગ્યો. તારા જેવી દેવની અપ્સરા સરખી કન્યાને પત્ની બનાવવા તેના હૃદયમાં જણ જણાકી જાગી. તારાના સૌન્દર્યના સાગરમાં તે છેક તળીયે ડૂબી ગયો.

તારા, અજબસિંહને પોતાની તરફ નજર કરતો જોવા જેટલી અધિર—ઉત્સુક બની હતી; તેટલીજ ઊત્સુકતા ગજબસિંહના વદન પર ચમકતી પોતાની તરફ જુએ એ માટે થોડી થોડી વારે મુછો મરડીને ખુંખારા ખાતો હતો.

પણ તારાની દૃષ્ટિ જે સ્થળે અજબસિંહ ઉભો હતો. તરફ ન લાગેલી હતી. ગજબસિંહ તારાની દૃષ્ટિ કોના ઉપર છે તે જોવા પ્રયત્ન કરે, તો તેટલી પળ તારાના સૌન્દર્યનું દૃષ્ટિ પાન કરવામાં બાધા આવે એમ હોવાથી તેતો અનિમિષ નયને તારા પ્રીતિ જોયા કરતો હતો.

તારા અજબસિંહને જોઈ રહી હતી, ગજબસિંહ તારાને જોઈ રહ્યો હતો, ને ગજબસિંહને પણ કોઇ જોઈ રહ્યું હતું. એ જોનાર તારાની બ્હેન વિજયા. ગજબસિંહના મુછના વળેલા આંકડાથી દેદીપ્યમાન જણાતા સુંદર વદનના ચમકારે વિજયાને આંજી નાખી. ગજબસિંહ તરફ તને મોહ ઉપજ્યો. આ રીતે એ શિળરાત્રિના મેળામાં ' ગંભીર ગોટાળો ' ઉપસ્થિત થઈ ચૂકયો.

વિજયા ગજબસિંહ પ્રતિ મોહાત્વક દૃષ્ટિ ફેંકી રહી હતી; પરન્તુ તે ત્રણ છે તે વિજયા જાણુતી નહોતી. ગજબસિંહના પોષાક પરથી તેણે અનુમાન કર્યું કે તે સેનાધિપતિ હોવા જોઈએ. પરન્તુ તેનું નામ જાણ્યા વિના કેવી રીતે વધારે પ્રસંગ પાડવાનું બની શકે ? આ ચિન્તામાં તેનું ચિત્ત પરોવાયલું હતું; ત્યાં મહારાજાએ ગજબસિંહને બોલાવ્યો.

" ગજબસિંહ !"

તારા તરફ તાકી રહેલો ગજબસિંહ ચમકયો. પોતાને

બોલાવનાર ખુદ મહારાજા ન હોત તો તે ગણકારત નહિ એટલા વેગથી તે તારા તરફ આકર્ષાયો હતો. પરંતુ જ્યારે તેણે જાણ્યું કે પોતાને મહારાજા બોલાવે છે; ત્યારે તેને તારા તરફની તલ્લીનમય દૃષ્ટિ થોડી વારને માટે ખંડિત કરવાની જરૂર પડી. મહારાજા પાસે તે ઉતાવળે પગલે ગયો ને સલામ ભરી ઉભો રહ્યો. વિજયા, ગજબસિંહને નજીકમાં ઉભેલો જોઈ વિશેષ મોહાંધ બની. દુરથી જોનારી દૃષ્ટિ નજીક જોવામાં એકદમ આનંદમાં આવી ગઇ. વિજયાના નયનો અજબ સંગીતના રણકારે નૃત્ય કરી રહ્યા.

મહારાજા ગજબસિંહને જોઇને બોલ્યા.

" તમારી સાથે કેટલા પોલીસો છે ?"

" અહિં ?" ગજબસિંહ બોલ્યો.

" હા." મહારાજાએ જણાવ્યું.

" સો એક હશે. " ગજબસિંહે જણાવ્યું.

" તેમને કવાયદ કરાવો." મહારાજાએ આજ્ઞા આપી.

ગજબસિંહને આ આજ્ઞા રૂચી કે નહિ એ અમે કહી શકતા નથી; પરંતુ તેણે તરત પોલીસોને એકત્ર કર્યા ને પ્રજાજનો તથા મહારાજા જોઈ શકે એટલે દુર પોલીસોને લઈ જઈ ગજબસિંહે કવાયત કરાવવા માંડી.

વચ્ચે વચ્ચે ગજબસિંહ તારા તરફ જોઇ લેતો હતો. તારા પોલીસોની કવાયત જોવાને બદલે ગજબસિંહ તરફ

જોઈ રહી હતી. વિજ્યા સેનાધિપતીની તાલીમ જોઇને વધારે પ્રીદા થતી હતી.

અંધારૂં થયું ને કવાયદ બંધ કરવામાં આવી. વિજ્યા 'ગજબસિંહ' નામ ગોખતી હતી. તારા 'અજબસિંહ'ની સુરતને અંતરમાં પધરાવતી હતી. મહારાજા શૂરસિંહની એ બે લાડકવાયી પુત્રીઓ આવી રીતે બે પુરૂષો પ્રતિ આકર્ષાવા પામી.

પછી પુન: મહાદેવના દર્શન કરીને મહારાજા ગામમાં દાખલ થયા; ને તમની પછવાડે પ્રજાજનોનું ટોળું પણ દાખલ થયું. ગામની મધ્ય આવતાં બધા પોત પોતાના ગૃહ પ્રતિ ચાલ્યાં જતાં મેદની વિખરાઈ ગઇ.

મહારાજા રાજમહેલમાં આવ્યા ઉપવાસ હોઇ તેમને આજે જમવાનું ન હતું. તારા અને વિજ્યા પણ ઉપવાસી હતી; બન્ને બાળાઓ પોત પોતાના સ્વતંત્ર રૂમમાં શયન કરવા ચાલી ગઈ; રાજમહેલની અટારીમાં ચોઘડીયાના રણકાર ગાજી રહ્યા.

" તારા અજબસિંહ ઉપરે મોહી પડી શિવાલયે,
" વિજ્યા ગજબ સિંહની પરે મોહી ખરે ! દ્વાદશ વયે;
" તારા ગજબસિંહને ગમી ' ગંભીર ગોટાળો' થયો,
" તારા હૃદય ઘાયલ કરીને અજબસિંહ નિજ ગૃહ ગયો !
" નહિ વાત જાણી અજબસિંહે ચાહી પડી તારા મને,

" તારા ન જાણી શકી ગજબસિંહ માણુસે ચાહી મને,
" જાણ્યું ગજબસિંહે નહિ વિજ્યા મને ચ્હાતી થઈ,
" એ રીત ગોટાળા તણી તો વાત ઉપસ્થિત થઈ!
" જાણ્યું મહારાજે નહિ કે પુત્રીઓ પોતા તણી–
" અજબસિંહને ગજબસિંહ પર થૈ પડી મોહિત ઘણી.
" શિવરાત્રિનો દીન એ રીતે આનંદમાં વીતિ ગયો
" પણ વાંચકો જાણ્યું તમે! 'ગંભીર ગોટાળો' થયો!

---

## પ્રકરણ બીજું.

---

" તારાનું સાહસ. "

---

તારા તણાં દીલમાં સ્ફુર્યાં અંકુર સુળ સત્પ્રણયના,
ખેંચાણ ઉપસ્થિત થયું છે અજબ પ્રતિ, એ હૃદયમાં;
તેના હૃદયમાં પ્રેમનો રણકાર છે! રણકી રહ્યો.
સત્પ્રેમનો મહીમા જીન્હા લાખોથી જાયે ના કહ્યો.
નિર્મળ હૃદય સત્પ્રણયની પૂજા સુપ્રેમેથી કરે—
આત્મશુદ્ધિ અંતરમાંજ સુંદર સ્નેહ બસ વાસો કરે!"

રાત્રિનો અંધકાર પૃથ્વીપર વિસ્તરી ગયા ને પાંચ કલાક જેટલો સમય વ્યતિત થઈ ગયો હતો; કિન્તુ મધ્ય નિશાનો સમય વર્ત્તમાન હતો. ચોકીદારો બધાને જાગતા રહેવાની બૂમ પાડી નિદ્રા ભંગ કરનારાઓના શાપ વ્હોરતા

હતા. શ્વાનો વિના કારણુ ભાસતા હતા તે હમણાં શાંત થઇ સૂતા હતા. સીમમાં રડતા શિયાળો પોતાની કર્કશ કળાનું જાણે પ્રદર્શન ભરી રહ્યા હતા. સર્વત્ર નિ:શબ્દતાનો અધિકાર જામી ગયો હતો. ઘોર ભયાનક અંધકાર પળે પળે વધતો જતો હતો.

આ વેળા પર્યંકમાં જાગરત્ અવસ્થામાં પડેલી તારા કુંવરી અનેક વિચારના ઘોડા દોડાવી રહી હતી. જ્યારથી અજબસિંહને તેણે જોયો, ત્યારથી તેનું હૃદય 'અજબસિંહ' ને ખેંચી રહ્યું હોઇ તેને ખાનપાનાદિ કંઇજ ગમતુ નથી. રાત્રિએ નિદ્રા પણ આવતી નથી. અજબસિંહને મળવા તે અત્યંત આતુર બની ગયેલી હોવા છતાં તે તેને મળી શકતી નથી એ દુ:ખથી તે અનુદિન સ્હેજ સ્હેજ કૃશ થતી ચાલી હતી. અત્યારે તે અજબસિંહની મૂર્તિને પોતાની ચક્ષુ સમક્ષ ઉપસ્થિત થયેલી જોતી હતી.

તેના નેત્રો સમક્ષ તેના પ્રિયની મૂર્તિ તરવરી રહી હતી તારાએ મૂર્તિને પ્રત્યક્ષ રીતે મળવાને એટલી અધીરી બની ગઇ હતી કે તેનાહઇયાના ભાવોનું યથાર્થ દર્શન કાલીદાસ કે ભવભૂતિ આ મહા કવિવરોજ કરાવી શકે ?

મધ્યરાત્રિ થવા આવી છતાં તારા કુંવરી ઉપર નિદ્રા-દેવી પ્રસન્ન થઇ ન હતી. તેની આંખો બીડાતી ન હતી, ત્યાં નિદ્રાનું આગમન કયાંથી સંભળાય ? તેણે ઘણાં વિચારો

કર્યો; ને તેમાં તેને એક વિચાર સારો જણાયો. એક ચિઠ્ઠી લખીને અજબસિંહને ગુપ્ત રીતે અહિં બોલાવવા.

પલંગમાંથી ઉઠીને તેણે ચિઠી લખવા માટે કાગળ પેન્સીલ હાથમાં લીધા. તે એક અક્ષર પણ લખે ત્યાર પહેલાં તેને વિચાર આવ્યો મહેલમાં કોઈ પણ રીતે આવી શકાય એમ છેજ કયાં કે અજબસિંહ આવી શકે ?

કાગળ પેન્સિલ કોચ પર મુકી ને રૂમમાં આંટા મારવા લાગી એકાએક અજબસિંહનું વદન અદ્દશ્ય રીતે જાણે તેણે જોયું. તે વધારે ઉજમાદિની બની. અદ્દશ્ય રીતે દેખાયલા વદન તરફ તે ગઇ. બાથ ભરીતો તેની બાથમાં કૃત્રિમ ફુલ છોડનું કુડું આવ્યું.! તેનો મોહાન્મદ નિઃસીમ થઇ પડયો- અજબસિંહને મળ્યા વિના તે શાંત થઇ શકે નહિ એવી સ્થિતિમાં તે ઘસડાઇ ગઈ. તેણે બારી. ખોલી. બારી વાટે નીચે દ્દષ્ટિ કરી. થોડી વાળ વિચાર કર્યા પછી તે હસી ઉઠી. તેના હસવાનું કારણ શું હતું ? બારી વાટે દોરડું નાખતાં નીચેથી અજબસિંહ ઉપર આવી શકશે ને એ રીતેતો દરરોજ ગુપ્ત રીતે પ્રિયનું મિલન થઈ શકશે આથી તેના વદન ઉપર સ્મિત સ્ફુરી આવ્યું.

તે લખવાના કોચ પાસે ગઈ, કાગળ પેન્સિલ હાથમાં લીધા; લખવા તૈયાર થઇ, સંબોધન આપવા માટે તે વિચારમાં પડી. 'પ્રિય' 'પ્રાણેશ' 'પ્રભુ' 'જીવનાધિક' 'નયનતારા

'દેવ' એવા એવા અનેક સંબોધનો ઉપર તેણે વિચાર ચલાવ્યો. પરંતુ એવું એક પણ સંબોધન તેને યુક્ત જણાયું નહિ કે જે પોતાના પ્રિયતમને લખવા ધારેલા પત્રના આરંભમાં લખી શકે !

છેવટે સંબોધન વિનાજ પત્ર લખવાના વિચાર પર આવતાં તેણે નીચે પ્રમાણે લખી નાંખ્યું.

" આપને સ્મરણ હશે કે શિવરાત્રિની સન્ધ્યાએ મ્હારા પિતાશ્રીની પાસે હું એક બાજુમાં ઉભી હતી; ને મ્હારા પિતા શસ્ત્ર વિદ્યા સારી રીતે શીખવાનું સુચન કરી રહ્યા હતા. તે પળથી હું આપને ચાહતી થઇ છું. આપની મોહક મુખાકૃતિ અદ્યાપિ પર્યંત મારી ચક્ષુ સમીપ તરવરી રહી છે. આપના મિલન માટે મ્હારા અંતરમાં જે અધિરતા આવી છે. તેનું વર્ણન લખવા બેસું તો મોટો થોકડો થઇ જાય, ને તેથી આપને તે વાંચતાં કદાચ કંટાળો ઉપજે; માટે ટુંકામાં પતાવું છું અન્નપાન ગાનતાનથી રાત્રે નિદ્રા આવતી નથી. શણગાર એટલા માટે સજતી નથી કે હું શણગારમાં કેવી શોભું છું તે જોનાર સમીપમાં નથી.

હું ઘણા ઘણા વિચાર કર્યા પછી આપને આ ચીઠી લખવા પ્રેરાઇછું, મને માફ કરશો-હું આપને પ્રાર્થના કરવાની ધૃષ્ટતા કરૂં છું કે આવતી કાલે મધ્ય રાત્રે અમારા રાજ્યમહેલના પાછલા ભાગની મધ્યમાં, જે સ્થળે મ્હારા

સ્વતંત્ર રૂમની બારી પડેછે ત્યાં પધારજો બારીમાંથી હું નીચે લટકતું દોરડું નાખું કે આપે ઉપર ચ્હાડી આવી મને પ્રત્યક્ષ દર્શન આપવાની તસ્દી લેવી. એમ લખતાં મને એવો અનુભવ થાય છે કે મારા નેત્રો આપની પ્રિય છબીનુ પ્રત્યક્ષ સ્વરૂપ નિરખવા આવતી કાલે મધ્ય રાત્રે અવશ્ય ભાગ્શાળી થશે, વધારે શું લખું? આપના દર્શન વિનાની અત્યારે તો દીવાની જેવીછું અવશ્ય મારી પ્રાર્થના સ્વીકારશો લી. તારા કુંવરી 'મહારાજાની મ્હોટી પુત્રી)

એ પ્રમાણે લખીને તેણે પુત્રને પરબીડીયામાં બંધ કર્યો. પછી પરબીડીયાને બે ત્રણ વખત ચુમી લીધુ.

આખી રાત્રિ એવી ઉન્માદાવસ્થામજાં તેણે વીતાવી.

પ્રભાત થતાં તારાએ પોતાની ખાસ દાસીને બોલાવીને કહ્યું;

" હસ્યુ ! "

" જી. બા. શાહેબ ! " હસ્યુ વિનય પૂર્વક બોલી.

એક કામ કરીશ ? " તારા બોલી.

" કેવો પ્રશ્ન ! " હસ્યુ બોલી ! " એક નહિ પણ સેંકડો કામ કરવા માટે હું બંધાયલી છું બા ! " હસ્યુના સ્વરમાં મીઠાશ હતી.

" એમ ? " તારા બોલી; " પણ આ કામ ઘણીજ છુપી રીતે કરવાનું છે, હસ્યુ ! "

" કંઇ હરકત નહિ, " દસ્યુ બોલી " જે હોય તે સુખેથી ફરમાવો, "

" વાત કોઇ જાણવા પામે નહિ તેની સાવચેતી રાખવી પડશે ? " તારાએ જણાવ્યું.

" બા ! દસ્યુ બોલી: "એ વિષે તમારે કશી પણ ચિંતા રાખવાની નથી. મ્હારી પાસે કોઇ વાત બહાર જઇ શકે નહિ."

"ખરેખર!" તારાએ વધુ ખાત્રી કરવા માંડી,

"ખરેખર!" દસ્યુ બોલી,

"તો લે આ પત્ર" તારાએ કાચળીમાં રાખેલો પત્ર બહાર કાઢીને દસ્યુના હાથમાં મૂકયો "આ પત્ર પહોંચાડવાનો છે"

પત્ર વઇને દસ્યુ બોલી,

"કોને?"

"તું ઓળખે છે?" તારા બોલી.

" પણ કોને ? નામ કહો તો હું કહું કે ઓળખું છું કે નથી ઓળખતી. " દસ્યુએ જણાવ્યું

તારાના અંગમાં ઝણુટણાટી થઇ. નયનમાં અલૌકિક તેજ ઉભરાયું. વદન ઉપર કૈંક લજ્જાના ઓઘા જણાયા. તે ધીમે સ્વરે બોલી.

"આ પત્ર અજબસિંહને પહોંચાડવાનો છે. કહે, તેને તું ઓળખે છે ?"

"અજબસિંહને ?" દસ્યુ બોલી: "હા. હા. અજબસિંહને હું ઓળખું છું. ઘણી વખત પહેલવાનો જોડે મેં તેમને મસ્તી કરતા જોયેલા છે. હું તેમને બરાબર ઓળખું છું."

"ત્યારે જા. આ પત્ર તેમને આપી આવ." તારા બોલી; ને તેણે ઉમેર્યું. તેના સ્વરમાં ભય આવ્યો: "જો જે, સંભાળજે ! આ પત્ર કોઈ બીજાને હાથ જાય નહિ."

"કાંઈ હરકત નહિ બા ! દસ્યુને એવી ભલામણ આપવાનીજ ન હોય !" દસ્યુ બોલી; "લ્યો હવે જાઉં છું!"

દસ્યુ ગઈ. તારા પોતાના રૂમમાં એકલી પડી. ઘણાં વિચાર કર્યાં પછી તેણે ચિઠ્ઠી લખવાનું સાહસ કર્યું હતું. દસ્યુના આવવાની રાહ તે આતુર નયને જોઇ રહી. તેના હ્રદયમાં જાણે ગેબી નાદ થયો કે અજબસિંહ પોતાના પત્રને પ્રેમ પૂર્વક માન આપશે. તેનું વદન પુલકિત બન્યું.

જમવાના સમય પહેલાં દસ્યુ આવી- દસ્યુને જોઇને તારા પોતાની જગ્યાએથી ઉભી થઈ ગઇને સામે જતાં બોલી.

"કેમ, દસ્યુ ! પત્ર આપી આવી ?"

"હા." દસ્યુ બોલી.

"અજબસિંહને હાથો હાથ આપ્યો ને ?"

" તેમાં ભુલ થાય ?"

" તેઓ ક્યાં મળ્યા ?"

" કેમ વળી ? તેમના મકાને જ તો !"

" તેઓ એકલા હતા ?"

" જે રૂમમાં તેઓ બેઠા હતા, તે રૂમમાં તેઓ એકલાજ હતા."

" તું એમના રૂમમાં શી રીતે ગઈ ?"

" મકાનમાં એક આધેડ વયની સ્ત્રી ફરતી હતી, તેમને મેં કહ્યું કે અજબસિંહ ક્યાં છે ?"

" પછી ?" તારા બોલી.

" પછી તેમણે કહ્યું કે અજબસિંહ તેમના રૂમમાં હશે ?"

" પછી ?" તારાએ આછું સ્મિત ફરકાવ્યું.

" પછી હું અજબસિંહના રૂમમાં ગઈ........"

" વાહ, દસ્યુ ! " તારાએ ઉદ્‌ગાર કાઢયા.

દસ્યુએ પોતાનું અધુરૂં ભાષણ આગળ ચલાવ્યું.

"અજબસિંહ ખુરશીમાં બેઠા બેઠા કંઈ વાંચી રહ્યા હતા. મેં તરતજ તમારો પત્ર આપ્યો ને ચલતી પકડી."

" તેમણે તને પૂછયું નહિ કે પત્ર કોણે આપ્યો છે ? તું કોણ છે.

તારા બોલી:

" હજી કહું છું ને વચમાંજ તમે પ્રશ્ન કર્યા કરો છો:–તેમણે પત્ર તરફ દૃષ્ટિ કરીને કહ્યું. કોણે પત્ર આપ્યો છે ?" -

" તેં શું કહ્યું દરયું !"

" વાત સાંભળશો !–મેં કહ્યું. કે તે પત્ર પોતે કેહેશે. પછી તેમણે વધુ ન પૂછતાં પત્ર હાથમાં લીધો ને મેં...."

"ચલતી પકડી !" તારા હસી.

" હા." દરયુ બોલી.

આટલી વાત ચીતના અંતે વિજયા તારાને જમવા બોલાવવા આવી. દરરોજના કરતાં આજે તારાનું વદન કેંઇ ઓજસવંતુ બન્યું. વિજયા ગજબસિંહને સંભારી સંભારીને દિવસો વિતાવતી. તારાએ પત્ર લખવાનું સાહસ કર્યું; ને વિજયા હવે કયું સાહસ કરશે એ અત્યારે કંઈ કહી શકાય નહિ.

તારા અને વિજયા સાથે જમવા ગઈને ભાવતું ભોજન આરોગી સ્વસ્થ થઇ.



# પ્રકરણ ત્રીજું.

## 'ગુપ્ત મિલન'

પૃથ્વી ઉપર અંધારૂં હતું. પરંતુ તારાના હૃદયમાં અંધકાર ક્યાં હતો ? આજે તેના હૃદયમાં પ્રણયનો પ્રકાશ પથરાઇ રહ્યો હતો.મધ્ય રાત્રિને એક કલાક બાકી હતો. ને તેણે સારા સારા પોષાક કાઢ્યા એક સુંદર પોષાક તેણે પસંદ કર્યો. પોતાની સુંદરતા જેટલી વધે તેટલી વધારવા માટે આજ તે એટલા માટે પ્રયત્ન કરતી હતી કે અજબસિંહ જરૂર પ્રત્યક્ષ દર્શન આપવાના ઉદ્દેશે પોતાને ત્યાં પધારશે એવી તેને આશા હતી.

તારાના શરીરનો રંગ ગુલાબી હતો; તેથી તેને ગુલાબી વસ્ત્રો પરિધાન કરવાનો નિશ્ચય કર્યો. વાળમાં ગુલાબનું સુગંધીદાર તેલ નાંખ્યું ને અત્યંત સુંદર રીતે વાળને હોળ્યા. પછી ગુલાબી રેશમનું પોલકું પહેર્યું, એ પોલકામાં મૂકેલી જરી દીપકના પ્રકાશમાં ઝળા ઝળા મારતી તારાની સુંદરતાને મોહક બનાવી રહી હતી. ગુલાબી સાડી, અત્યંત બારિક, ઝીણા ઝીણા બુટાવાળી ઘણીજ સુબી [illegible] તેણે પહેરી: પોલકામાંની જરી સાડીમાંથી પ્રકાશતી હતી. સાડીની કિનાર સુવર્ણની તલ્લીથી દીપતી હતી. કાળા

વાળ અર્ધ દેખાય એવી રીતે ઓઢેલી સાડીની કિનાર ઝગ ઝગતી હતી. સુવર્ણલંકાર પણ ધારણ કર્યાં. નંગ જડેલ વીંટી ડાબા હાથની કનિષ્ઠીકમાં પહેરી. બહુ મુલ્ય .મોતી નાસિકામાં ઘોડવ્યું. કાચી કેરી જેવા કઠિન કૂચો ઉપર લટકતો ચન્દનહાર છાતીના ધબકારથી સાથે સ્હેજ ,ઉંચો થતો હતો. આયનામાં તેણે પોતાનું મ્હોં જોયું. પછી આખું શરીર જોયું. શણગારમાં રહી ગયેલી ખામી સિંદુરના ચાંદલાની હતી. તારાએ ઝટપટ સિંદુર હાથમાં લીધું. તેમાં અત્તરના ટીપા નાખી ચાંલ્લા માટે તૈયાર કર્યું. સળી લઇ તેણે કપાળમાં સુગોળ ચાલ્લો કરી નાખ્યો. પ્રભાત સમયના પ્રભાકર જેવો તે દીપવા લાગ્યો. વધેલા સિંદુરને પાણી વતી ધોઇ નાખ્યું; તો પણ તેની ચમક હાથમાં રહી. ગુલાબી હથેલી સિંદુરના આછા મિશ્રણથી કૈં ઓરજ ભાસવા લાગી.

આ બધી તૈયારીમાં એક કલાક વ્યતિત થઇ ગયો. અર્ધ્યનિશા થયાના સૂચન ચોઘડીયા રણુક્યા. તારાએ તૈયાર કરેલું દોરડું તૈયાર કર્યું. ચોઘડીયાના રણકાર હવામાં ગુપ્ત થઇ ગયા ને તારા બારી વાટે નીચે ડોકીયું કરવા લાગી.

મહેલ બહુ ઉંચો ન હતો, તેથી તારા, ભીષણ અંધકારમાં પણ જમીન સુધી જોઇ શકતી હતી. અર્ધો કલાક સુધી તે નીચે જોઇ રહી; પરંતુ અજબસિંહ આવ્યો નહિ.

આથી તે નિરાશાના ઉદ્દગાર કાઢવા પ્રેરાતી હતી, ત્યાં તારાની નજર અજબસિંહ આવ્યો. અજબસિંહ બરાબર તારાની બારીની નીચે આવીને ઉભો રહ્યો ને તારાએ ઉપરથી દોરડું ફેંક્યું. દોરડાનો ઉપરનો છેડો મજબુત રીતે બાંધવામાં આવ્યો હતો એટલે અજબસિંહ એકદમ ઝડપથી ઉપર આવી શક્યો. બારી વાટેથી અંદર આવેલા અજબસિંહને જોતાં તારાને જે આનંદ થયો હશે તેની કલ્પના આવવી પણ મુશ્કેલ છે.

અજબસિંહને જોતાંજ તારાનું વદન પુલકિત થઈ ગયું. તેનું હૃદય જાણે કે ફુલાયું. હાર્દિક નમન આપતાં તે નીચે દિષ્ટએ મૌન ઉભી રહી.

અજબસિંહ આવતાં વેંતજ બોલ્યો,

" તારા ! તમે મને બોલાવ્યો હતો ને ? "

" હા " ઘણુંજ ગળ્યાં, સુંદર, ને મધુર અવાજે તારાએ ટહુકો કર્યો ને પછી ચૂપ રહી.

અજબસિંહ તારાના નીચા નમેલા વદન તરફ જોઈ રહ્યો. ઘણી પળ સુધી તેવી રીતે જોવા પછી તે બોલ્યો.

" આવું ભયંકર સાહસ ખેડવાનું કારણ ? "

" કારણ ? " તારા બોલી. તેનું મસ્તક અવનત હતું. સ્વરમાં અધિક મીઠાશ આવી. " કારણ તમારૂં દર્શન કરવાની ઈચ્છા. "

" એવી ઇચ્છા ઉત્પન્ન થવાનો હેતુ ? " અજબસિંહે દ્વીતીય પ્રશ્ન પૂછ્યો.

" તે માત્ર હુંજ જાણી શકું છું ? " તારા આકર્ષક અવાજે બોલી.

" હું એક ક્ષુદ્ર યુવક ! રાજકુંવરીને મારા દર્શનની શી જરૂર ? કંઇજ સમજાતું નથી. સ્પષ્ટીકરણ કરો ? "

અજબસિંહ બોલ્યો.

" હું–હું " તારાના અંગો હસવા લાગ્યા, તેની આંખો નાચી ઉઠી. ધીમે રહીને તે વધારે બોલી: " હું તમને ચાહું છું ! "

" હેં ! " અજબસિંહ ચમક્યો. આવી કલ્પના તેને અદ્યાપિ પર્યંત આવી ન હતી. તે બોલ્યો:"

" હું તમારા ચાહને પાત્ર નથી ! "

" કેમ ? " તારા બોલીને અજબસિંહ તરફ ગઈ. તેની દ્રષ્ટિ તો હજી નીચીજ હતી.

" હું કાંઇ રાજકુમાર નથી ! અજબસિંહ બોલ્યો.

" એટલે ? " તારાએ ત્રાંછી રીતે દ્રષ્ટિ ઉંચી કરીને પૂછ્યું ને પછી દ્રષ્ટિને અવનત કરી નાખી.

" રાજકુંવરીએ રાજકુમારનેજ ચાહવો જોઇએ ! " અજબસિંહે જણાવ્યું.

" એ કાયદો આજે સાંભળ્યો ! " તારા સ્હેજ હસી. આ વખતે તારાનું વદન અજબસિંહને મોહક જણાયું. તેના હૃદયમાં—ન સ્હમજી શકાય એવી ભાવના જાગ્રત થઈ!

" કેમ ? " અજબસિંહ તારાના મ્હોં તરફ જોઈને બોલ્યો: રાજકુંવરીએ રાજકુમારનેજ ચાહવો જોઈએ એ ખોટું છે ? "

" ત્યારે શું સાચું છે ? " તારાએ સામે પ્રશ્ન કર્યો.

" હા " અજબસિંહે ઉત્તર આપ્યો

" શાથી એમ કહી શકો છો કે રાજકુંવરીનો પ્રિયતમ રાજકુમારજ થઈ શકે ? " તારાએ પ્રશ્ન કર્યો.

"પિતાને ત્યાં ભોગવેલા મોજવૈભવ સ્વસુરને ત્યાં પણ મળી શકે એટલા માટે રાજકુંવરી, રાજકુમારેજ પતિ તરીકે ચાહી શકે. રસ્તાના રઝળનારને ચાહવું એ રાજકું-વરી માટે નથી ! " અજબસિંહ બોલ્યો.

" ફક્ત વૈભવને ખાતર રાજપુત્રી રાજપુત્રનેજ ચાહે એ સર્વ સામાન્ય સિદ્ધાંત ન હોય ! " તારા બોલી.

ત્યારે ? " અજબસિંહે પ્રશ્ન કર્યો.

" જેને વૈભવની જરૂર હોય એવી રાજપુત્રીઓ ભલે રાજપુત્રને ચાહે, ને જેને ક્ષણિક વૈભવ વિલાસની જરૂર ન હોય એવી તારા પછી તે રાજપુત્રી હોય કે ભિખારિણી હોય, પરન્તુ એકાદ અજબસિંહને ચાહે તે શું અનાદરણીય છે ?"

" તેમ તો કેમ કહેવાય ! " અજબસિંહ બોલ્યો: " પણ રાજકુંવરીને વૈભવ વિલાસની વાંચ્છના હોયજ, ને તેથી એવી વાંચ્છના પાર પડે એટલા માટે રાજકુંવરનેજ ચાહવું જોઇએ. "

તારા અજબસિંહ તરફ એક બે પગલા ભરીને બોલી.

" રાજકુંવરી હોય તે શું વૈભવને વિલાસની વાંચ્છના વાળી જ હોય એમ તમેં માનોછો ? "

" હા. " અજબસિંહ બોલ્યો.

" જો તમારી એવી માન્યતા હોય કે દરેક રાજપુત્રીઓને વૈભવ વિલાસની વાંચ્છના હોયજ, તો હું કહું છું કે તમારી એ માન્યતા અત્યંત ભુલ ભરેલી છે. અલબત્ત રાજ કુંટુંબમાં વૈભવ વિલાસની વાંચ્છનાવાળી કુંવરીએ પણ જન્મતી હશે, તેની ના પાડી શકાય નહિ; પરન્તુ તેથી એમ નથી માનવાનું કે વૈભવ વિલાસની ક્ષણિક લાલસાને તિલાંજલી આપી સાચા પ્રેમને પીછાણનારી કુંવરીઓ રાજકુંટુંબમાં નહિજ જન્મતી હોય ! "

"એટલે ? તમે શું કહેવા માગો છો ?" અજબસિંહને જણાયું કે પોતાની ફિલસુફી અહિં ચાલી શકે એમ નથી, તેથી તેણે દલીલ કરવાનું છોડી થઈ પ્રશ્ન કર્યો.

" હુંએ કહેવા માગું છુ કે " તારા બોલી: " કે હું તમને અંતઃકરણ પૂર્વક ચાહું છું. મારા હૃદય સિંહાસન

પર તમને મેં વિશજીત કર્યા છે. માનસિક રીતે મેં તમને પતિ તરીકે સ્વીકારી લીધા છે; ને તે જણાવવા મેં અત્યારે તમને આમ ગુપ્ત રીતે મારી પાસે બોલાવ્યા છે. જેમ મારી પ્રાર્થનાને માન આપી તમે અહિં મારી પાસે પધારવાની તસ્દી લઇ મને આભારી કરી છે; તેમ મને તમારી તરીકે સ્વીકારવાની મારી પ્રાર્થના–જે હું અત્યારે હાથ જોડીને કરૂં છું–તેને માન આપી મને કૃત કૃત્ય કરશો એવી મને આશા છે. ”

અજબસિંહ ક્ષણવાર સ્તબ્ધ બની ગયો. શું ઉત્તર આપવો તે તેને સૂઝયું નાહ. તે પણ ઉભો રહ્યો.

“ એમાં વિચાર શું કરો છો, વ્હાલા ! ” તારા બોલી. વ્હાલામાંનું સંબોધન તેણે પ્રથમ વખત વાપર્યુંને તે પુલકિત બની.

‘ વ્હાલા ! ’ ના સંબોધનથી અજબસિંહ વિશેષ ચમકયો. તે બોલ્યોઃ

“ વ્હાલા ” કેને કહેવાય એ તમે જાણો છો ? ”

“ હા. તારા બોલી. હૃદય વલ્લભ સ્વામિને ‘ વ્હાલાનું સંબોધન આપી શકાય છે. ”

“ આ તમારો ક્ષણિક મોહોન્માદ છે ! ” અજબસિંહ બોલ્યો.

“ શું બોલ્યો ! ” ક્ષણીક મોહોન્માદ ! વાહ,

વ્હાલા ! તમે સારી કદર કરી. આજ કેટલા દિવસો થયા હું તમારા નામનો જાપ જપું છું. તમારા દર્શન માટે રાત દિવસ આતુરતાની આગમાં બળ્યા કરૂં છું, તેવા પ્રબળ પ્રેમને તમે 'મોહોન્માદ' કહી શકોછો ? શું સ્નેહને તમે મોહ કહેશો ? "

તમારો સ્નેહ મારા તરફ રાખવાનું કારણ ? " અજબસિંહે તારાના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે સામો પ્રશ્ન કર્યો.

" તે હું કહી શકતી નથી. મારૂં સૌભાગ્ય તમારામાં છે એટલુંજ હું કહી શકું છું ! " તારાએ જણાવ્યું.

" અલ્પલાગણીથી પેરાઇને થતા સાહસનું પરિણામ અનિષ્ટ આવે છે, તેની ખબર છે ? " અજબસિંહ બોલ્યો.

" હું તમને મારા સૌભાગ્ય સ્વામિ પ્રમાણું છું તે શું અલ્પ લાગણીની પ્રેરણા માનો છો ? ને એ પ્રેરણાથી થતું સાહસ એજ તમારા તરફનો મારો પ્રેમ છે ? "

" કદાચ પ્રબળ લાગણી યુક્ત પ્રેમ હોય ! " અજબસિંહ બોલ્યોઃ " પરન્તુ એ પ્રેમ કેટલી ક્ષણ ટકી શકશે તે જાણો છો ? "

" હા. મારી જીંદગી સુધી—મારી જીંદગીની અંતીમ ક્ષણો સુધી. " તારાએ જણાવ્યું.

" નહિ. ? " અજબસિંહે કહ્યું.

" કેમ ? " તારાએ પૂછયું,

" તમો છો રાજકુંવરી. હું છું સાધારણ માણસ. તમને જોઈતો વૈભવ હું આપી શકું એવી સ્થીતિમાં નથી. હમણાં તો તમે કદાચ મને ' સર્વસ્વ ' માની બેઠા હશો, પરંતુ જ્યારે વૈભવ ભોગવવાની પ્રબળ લાલસા ઉત્પન્ન થશે, બધો પ્રેમ પલટી જશે. ને જીવન દુઃખદાયક થઈ પડશે. માટે પૂર્ણ વિચાર કરવાની હું ભલામણ કરૂં છું જેથી ભવિષ્યમાં વિમાસવાનો પ્રસંગ પ્રાપ્ત થાય નહિ ! " અજબસિંહે જણાવ્યું

" મેં જણાવી તો દીધુ છે કે મને વૈભવની ઇચ્છા જનથી. પણ મારો પ્રેમ ચીરસ્થાથી ન થઈ શકે ? "

" અત્યાર સુધી તમે વૈભવમાં ઉછર્યા છો ને હવે પછી ગરીબી જીવન નિભવી શકો એશું સંભવિત છે ? " અજબસિંહ બોલ્યો.

" હા. સંભવિત છે. " તારાએ નિશ્ચયાત્મક ઉત્તર આપ્યું.

" આપણે દંપતી તરીકે સુખીજીવન વિતાવી શકે એમ. તમારૂં માનવું છે ?" અજબસિંહ સ્પષ્ટ પ્રશ્ન પૂછયો.

" હા ' તારાએ ઉત્તર આપ્યું.

" પણ 'દંપતી' બની શકીએ એવો સંભવજ ક્યાં છે ?

તમે મને ચાહો છો એ હું સ્વીકારી શકુ છું, પરન્તુ આપણે લગ્ન ગ્રંથિથી જોડાઈએ એવું કયાં બની શકે એમ છે ? પછી એવા અપાત્ર તરફનાં પ્રેમને વધતો કેમ ન અટકાવશો ? ” અજબસિંહ બોલ્યો.

“ આપણે લગ્ન ગ્રંથિથી કેમન જોડાઈ શકીએ ? ” સ્પષ્ટ ખુલાસો મલ્યો.

“ મહારાજા શૂરસિંહ તેની કન્યાને' 'નિર્ધન' સાથે પરણાવેજ નહિ. તેમની દૃષ્ટિ રાજકુટુંબમાંથીજ 'વર' ને શોધે ! ” અજબસિંહે જણાવ્યું.

“ કદાચ મારા પિતાશ્રી આપણને અનુકુળ થાયતો ?” તારા બોલી.

અજબસિંહ ગુંચવાયો થોડીવાર વિચાર કરીને તે બોલ્યો.

“ તો ?”

“ તો તમે મને પત્ની તરીકે સ્વીકારશોને ?” તારાએ મૂળ વિષયપર આવતાં એ પ્રમાણે પ્રશ્ન પૂછયો.

અજબસિંહ ઉત્તરની શોધમાં પડયો.

“ કહો, મારા પ્રશ્નનો શું જવાબ ?”

અજબસિંહે વધારે વિચાર કરતાં બોલ્યો.

“ તમારા પિતાશ્રી સાનુકુળ હોયતો મને કાંઈ વાંધો નથી !”

તારાએ હાસ્ય ફરકાવ્યું.

" ઉપર દીલથી કહીને મને ઠગતાતો નથીને ?" તારાએ વધારે ખાત્રી માટે પ્રશ્ન પૂછ્યો.

" મને ઠગ ધારોછો ?" અજબસિંહે હસતાં હસતાં કહ્યું.

તારાએ એ પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. અજબસિંહની વધુ નજીક જતાં તે બોલી:

" એક માગણી છે."

" મારીપાસે?" અજબસિંહ બોલ્યો.

" હા." તારાએ જણાવ્યું,

" શું ? "અજબસિંહે પૂછયું.

" પ્રથમ વચન આપો કે હું માગીશ તે આપશોજ!" તારા બોલી, અજબસિંહ જોઈ રહ્યો પછી બોલ્યો.

" તમને શી રીતે ના પાડું ? મારી શક્તિ બહુ ઓછી છે. મારૂં ગજું જોઈને માગજો,"

" આ એક વીંટી–" તારાએ પોતાની કરાંગુલીમાંથી નંગજડિત વીંટી બહાર કાઢીને અજબસિંહને તે બતાવી " આપણાં લગ્ન થાય ત્યાં સુધી તમારે તે પહેરી રાખવી પડશે. મારીઆ માગણી બહુ ભારે તો નથીને ?"

અજબસિંહે તારાની આંખમાંથી સ્નેહના અમિ વર્ષતા જોયા. તારા બોલી:

" બોલો મારીમાગણી મંજુર કે ?"

" વાહ ! આવી માગણી સારી ! તમે તે માગોછો કે

આપોછો ? " અજબસિંહ બોલ્યો, ને હસીને તેણે વધુ ઉમેર્યું, " પણ મને તે પહેરતાં ફાવશે નહિ. વીંટી હું કદીપણ પહેરતો નથી. "

" એમ ? " તારા હસી. અજબસિંહની છેક નજીક ત ગઇ. ને બોલી: લાવો, ત્યારે હું ફાવે એવી રીતે પહેરાવું."

તારાએ અજબસિંહનો હાથ પોતાના હાથમાં લીધો. ઉભયના હૃદયમાં અન્યોન્યના સ્પર્શથી અવર્ણનીય ઝણઝણાતી થઇ. અજબસિંહ તારાના મ્હો પ્રતિ એકી ટશે જોઇ રહ્યો તારાએ પોતાની સુંદર વીંટી અજબસિંહની આંગળીએ પહેરાવી દીધી.

અજબસિંહ પોતાની આંગળી કેવી દીપે છે. એ જોવા લાગ્યો, તેનું વદન હસતું હતું. પોતાના પ્રિયના હાસ્યને જોઇને તારા કુંવરી અત્યંત હરખાતી હતી.

તારા બોલી: " એવું વીંટીમાં શું જાદુ છે કે આમ આંખો પહોળી કરી તાકી તાકીને જોઇ રહ્યા છો ? " તારા હસીને બોલી.

" જોવાની સાથે એક વિચાર માંડ્યું ! " અજબસિંહે જણાવ્યું.

" કહેશો, એ વિચાર શો ? " તારા બોલી.

" કહું ? " અજબસિંહે તારા પ્રતિ જોયું. તારાએ પોતાના પ્રિયના વદન સામે હાસ્યમય દૃષ્ટિ કરીને જણાવ્યું.

" હા. "

"આ વીંટીના બદલામાં મારે તમને શું આપવું એ વિચાર માંડ્યું !" અજબસિંહે જણાવ્યું.

"ઓહો !" તારા જોરથી હસીને બોલી, "એમાં વિચાર શું કરવાના હોય ? જો તમારે મને વીંટીના બદલામાં કંઇ આપવુંજ હોયતો–" તારા અહિં સુધી ઝડપથી બોલી ગયા પછી એકાએક અટકી પડી.

"તો ?" અજબસિંહ બોલ્યો.

"હું માગું તે આપો." તારા બોલી.

"માગો !" અજબસિંહે જણાવ્યું.

"આપશોજ ?" તારાએ પૂછ્યું.

"હા," અજબસિંહે જણાવ્યું.

"જોજોહો ! તારા હસીને બોલી.

"હો" અજબસિંહ હસતો બોલ્યો.

"સાંભળો, હું માગું છું" તારા બોલી: "આજે અહિં પધાર્યા તેવી રીતે દરરોજ પધારવા તસ્દી લેવી."

તારા કુંવરીમાં મુગ્ધ થયલો આત્મા, એ માગણીનો અનાદર કરી શકયો નહિ.

પછી દરરોજ એ પ્રમાણે ગુપ્તમિલન થવા લાગ્યું. ઉભયનાં દીલ દિવસે દિવસે એક થતા ચાલ્યા અમારે કહેવું જોઇએ કે એ ગુપ્ત મિલન વિશુદ્ધ અને પવિત્રજ રહેતા. વિકારના ચમકાર જરાયે ચમકતા ન હતા.

# પ્રકરણ ચોથું.

"મહારાજા મૃત્યુના મ્હોમાંથી બચી ગયા !"

તારા અને અજબસિંહ વચ્ચેની પ્રીતિ અનુદિન વધતી જતી હતી, ત્યારે ગજબસિંહની શું સ્થીતિ હતી ?

જ્યારથી અજબસિંહે તારાને જોઇ છે, ત્યારથી તે તારાને એકાંતમાં મળી તેના પ્રત્યેનો 'ચાહ' જણાવવા અત્યંત આતુર બની ગયો છે. પરંતુ તારા જનાનામાંજ રહેતી હોઇ તેની તારાને મળવાની ઇચ્છા કોઈપણ રીતે ફળીભૂત થાય એવો સંભવનહિ હોવાથી તે દરરોજ દુઃખનો અનુભવ કરતો હતો. તારાની મૂર્તિ જ્યારે તેની ચક્ષુ સમક્ષ ખડી થતી, ત્યારે તે તેને ઉદ્દેશી ને બોલતો હતો:

"તારા ! તારા ! તારી મનહર મુખાકૃતિએ મારૂં મન હરી લીધું છે. તારા તરલનયનોનાં જાદુ ભર્યા તેજના કિરણે મ્હને આંજી નાખયો છે, ચમ્પાના નવવિકસિત સુમન કરતાં તારા અનંગ ભર્યાવપુમાંથી બ્હેકતી મધુર મ્હેકે મને ઉન્માદ વશ બનાવ્યો છે. તારા વદનનું દર્શન કરવાની મને તાલાવેલી થઈ છે, તુ ક્યાં મળશે ? ક્યારે મળશે ? કેવી રીતે મળશે ? કહે, કહે, ઓ તારા ! તારાવિના હું દીવાનો બની જઈશ. તારા મુખ ચન્દ્રના દર્શનના અભાવે હું જીવી શકીશ પણ નહિ માટે તું ગમે તેમ કરીને મારી

પાસે આવ, તારા વદનનું દર્શન આપી મને કૃતાર્થ કર. કારણ કે હું તને ગમીશજ. હું દેખાવરો છું શુરવીરવીર છું, તને 'દેવી' તરીકે પૂજવાનું હું વચન આપું છું બોલ. આથી વધુ તારે શું જોઇએ? તને કોઇ દિવસ ઉન્હી આંચ આવવા દઇશ નહિ. તારી આજ્ઞાને પરમેશ્વરની આજ્ઞા કરતાં પણ વિશેપ માન આપીશ. ટુકમાં હું તારો પૂજક બની રહીશ પછી? પછીતું મને નહિ ચાહે? મને 'સ્વામી' તરીકે પસંદ નહિ કરે? તારા! તારા! હું તને કેટલું ચાહું છું તેની તને કિંમત છે? તારા વિરહમાં મારી શું દશા છે તેની કલ્પના આવે છે? આજ દિવસો થયા મેં અનાજ પાણીનો અર્ધો બહિષ્કાર કર્યો છે. મારા હૃદયમાં એક તારા નયનીજ ધૂન જાગી છે. નિદ્રામાં પણ તારાજ નામના ભણકારા સંભળાય છે. ચાહ! તું કેવી સુંદર છે! એ સુંદરતાની વાડીનો 'માળી' એ 'વાડી' તો 'લાલ' હું ન બની શકું? શામાટે નહિ? મારી દેવી! આવ! જ્યાં હોય ત્યાંથી દોડી આવ. રાજ મહેલના જનાનામાંથી ગુપ્ત રીતે મને મળી જવામાં તને શું હરકત નડવાની છે? નહિ, કંઇનહિ ત્યારે શા માટે આવતી નથી?"

ગજબસિંહ અનુદિન આ પ્રમાણે બોલ્યા કરતો હતો. જાણે એકાદ દિવાનો ઉદગાર કાઢતો હોય!

ઘણા દિવસો વિત્યા છતાં તે તારાને જોઇ શક્યો

નહિ,ત્યારે તેના દુઃખનો પાર ન રહ્યો. તેની જાતને અંકુશમાં રાખવાને તેને અલૌકિક બળની જરૂર હોય તેમ તેને લાગ્યું. તારાના અભાવે—તારાના વિરહમાં તે ' ગાંડો ' બની જાય એવી સ્થીતિમાં આવી પડયો. પછી તેણે વિચાર કર્યો કેઃ " મહારાજા શુરસિંહ પાસે તારા કુંવરીના હસ્તની માગણી. આમ તાસ ' તારા ' ઘરના ખુણામાં બુમ મારવાથી કાંઇ વળવાનું નથી ! "

તેણે આવો બિચાર કર્યો તો ખરો પરંતુ તેના હૃદયમાં અન્ય તરંગો ઉપસ્થિત થયા.

" શું મહારાજા મારી માગણી મંજુર કરશે ? તારાનો હાથ મને સોંપશે ? પોતાની કુંવરીને પોતાના નોકરને પરણાવશે ?. શું સંભવિત છે ?—બનવા જોગ છે ? ના. ત્યારે ? શું હું તારા વિનાજ—તેના મિલન વિનાજ જીવન વીતાવીશ ? નહિ, બસ તારાને ગમે તે પ્રકારે પણ'મારી' કરવીજ! પરણવું તો 'તારા' નેજ જેમ અજબસિંહ કુંવારો હતો તેમ ગજબસિંહ પણ કુંવારો હતો.ને આ પ્રમાણેના નિશ્ચય પર આવી ગયો. પરંતુ મહારાજાના મ્હોં આગળ તારાના હાથની માગણી કરવાની તેની હિમત ચાલી શકી નહિ.

એક દિવસ મહારાજા શિકાર અર્થે નિકળ્યા. ગજબસિંહને સાથે લીધો. જ્યારે જ્યારે મહારાજા શિકાર અર્થે

જતા, ત્યારે ત્યારે ગજબસિંહને સાથે લઇ જતા હતા. કારણ કે ગજબસિંહ પણ ગજબ શુરવીર હતો.

શૂરસિંહ મહારાજાને શિકારનો શોખ હતો. તેઓ સિંહનોજ શિકાર કરતા. મૃગલા, શિયાળો, કે બતક--મરઘાને મારવાનું તેને પસંદ ન હતું. બાયલા શિકારીઓનો શિકાર શૂરસિંહને માટે ન હતો. ભયંકર સિંહનો શિકાર શૂરસિંહ કરતો. ગજબસિંહની મદદ ક્યારેક મહારાજાને મહત્વની થઈ પડતી.

આજે મહારાજા ગજબસિંહને સાથે લઈને જંગલમાં આવી પહોંચ્યા. જંગલ ઘણું ભયાનક હતું. વિશાળગઢથી આ જંગલ સુધીના અંતરને પસાર કરવા બે દિવસ જોતા હતા. કારણ કે એ અંતર પચાસ ગાઉથી વધુ હતો.

જ્યારે મહારાજા જંગલની મધ્યમાં પહોંચ્યા ત્યારે વિશાળગઢ છોડયાને ત્રીજા દિવસનું બપોર હતું. તાપને લઈને હિંસક પ્રાણીઓના પડઘા સંભળાતા ન હતા. કારણ કે ઉકળાટના કારણે સઘળાં પ્રાણીઓ ચુપચાપ જયાં ત્યાં પડી રહ્યા હતા.

મહારાજાએ ગજબસિંહને કહ્યું.

" સિંહના સ્વર કાન ઉપર આવતા નથી ! "

" હા. "

" જરા આગળ વધીશું ? "

" મહારાજાની મરજી. "

" એમ કરો." મહારાજા બોલ્યા " હું દક્ષિણ દિશા તરફ જાઉં છું, " તમે ઉત્તર દિશા તરફ જાઓ. સિંહ દેખાય કે મારી તરફ આવજો."

" બહુ સારૂ."

એમ કહી તાજલસિંહે ઉત્તર દિશા તરફ ચાલવા માંડયું. મહારાજા દક્ષિણ દીશા તરફ આગળ વધ્યા. ચોમેર દષ્ટિ ફેરવતાં છતાં બરાબર કાન માંડયા છતાં કોઈપણ હિંસક જાનવર દેખાતું નહતું કે તેનો અવાજ પણ સાંભળાતો ન હતો. મહારાજા ખુબ આગળ વધ્યા પણ જ્યારે એક પણ સિંહ તેમના જોવામાં આવ્યો નહિ. ત્યારે તેઓ નિરાશ થયા.

ને પાછા ફરવાનો વિચાર કરતા હતા ત્યાં એક ભયંકર ગર્જના તેમના કર્ણપર આથડી. એ ગર્જના વનરાજની હતી એમ મહારાજાએ જાણી લીધું. જે બાજુએથી એ ગાર્જના આવી હતી, તે બાજુએ મહારાજા ચાલવા લાગ્યા થોડી ગયાને તેમણે એક વિકાળ સિંહની આકૃતિ જોઈ

મહારાજાએ ઘણા સિંહોનો શિકાર કર્યો હતો, પરંતુ આજે તેમણે સિંહ જોયો તેના જેવો સિંહ એક પણ તેમણે જોયો ન હતો. એટલો તે વિકાળ, ભયાનક ને મોટો હતો કે મહારાજા તેને જોઇને ક્ષણભર કાંપી ગયા. પછી બંદુક ખભાપરથી નીચી ઉતારી ખોળામાં રાખીને સિંહ પ્રતિ નળી તાકી.

બરાબર તાકી રહ્યા પછી બંદુકની ચાપ મહારાજાએ દાબી. અવાજ થયો. ગોળી છુટી. સનનન કરતી જંગલના એકાદ વૃક્ષના થડમાં પેસી ગઇ. તે સિંહ ખીજવાયો. શિકારીને તેણે જોયો, ઉશ્કેરાઈને તે મહારાજા ઉપર ધસ્યો. મહારાજાએ ઉતાવળથી બંદુક ભરી લીધીને છલંગો ભરતા પોતાની તરફ ધસી આવતા એ સિંહ તરફ તાકીને ફોડી.

પણ આજ આ શું? મહારાજાની આ બીજી ગોળી પણ વિફળ ગઇ. સિંહની બાજુમાં થઈને તે ક્યાંય ચાલી ગઇ. સિંહ આથી એકદમ ક્રોધાતુર થયો. ભયંકર ત્રાડો પાડતો તે મહારાજા તરફ પૂર્ણ જોસમાં ધસ્યો મહારાજાને બંદુક ભરવા જેટલો આવકાશ પણ વનરાજે આપ્યો નહિ. અશ્વની છેક નજીક પહોંચી ગયેલા શિકારના ભયંકર જડબામાં તીક્ષ્ણ દાંતો મહારાજાએ જોયા મહારાજાએ ઝડપ તલ્વાર મ્યાન મુક્ત કરીને ઉગામી. પરંતુ વાર થઇ શકયો નહિ. સીંહરાજે એકજ પંજાના પ્રહાર વડે અશ્વનું પેટ ચીરી નાખ્યું ને અશ્વ ધબ દઈને પૃથ્વીપર પટકાઈ પડયો. સુભાગ્યે મહારાજાના અશ્વના પેટ પર લટકતા પગને કંઇપણ ઈજા થવા પામી નહિ.

અશ્વને પડતો જોઇને મહારાજા ઘણીજ કુશળતા પૂર્વક દુર જતા રહ્યા. વનરાજે ભયંકર ત્રાડમારીને મહારાજા પ્રતિ તે જોસ પૂર્વક ધસ્યો. ને પંજો ઉગામ્યો.

વનરાજના ઉગામેલા પંજામાં મહારાજાએ તલ્વારનો ઝટકો માર્યો; પરંતુ વનરાજને તે ઝટકો લાગ્યો નહિ; ને ગભરાટમાં મારેલા એ ઝટકામાં મહારાજાના હાથમાંથી તલ્વાર ખણખણાટ કરતી દુર જઈ પડી.

હવે મહારાજા નિઃશસ્ત્ર થઇ. વનરાજે નિઃશસ્ત્ર શિકારીને ચીરી નાખવા પંજો ઉગામ્યો. મહારાજા પડી ગયા. સિંહનો પંજો બરાબર તેમની છાતીમાં પડે તેમ હતું; પરંતુ કહેવત છે કે.

"લાખ જજો પણ લાખનો પાલનહાર ન જજો."

તેમ એકા એક એ સિંહ ચકરી ખાઇને જમીન પર પડી ગયો. સિંહના પડીજવાથી મહારાજા એકદમ ઉભા થઇ ગયાને દુર ઉડી પડેલી તલ્વાર હાથમાં લઈ લીધી.

પછી વનરાજ પ્રતિ તે જોઇ રહ્યા. સિંહ જરા પણ હાલતો ચાલતો નહતો તેથી મહારાજા આશ્ચર્ય પામ્યા. તે સિંહની છેક પાસે ગયા ને જુએ છે તો પોતાનો જાન ચીરી નાખવા તૈયાર થયેલા એ વનરાજના લલાટમાંથી પુષ્કળ લોહી સ્ત્રવી રહ્યું હતું. મહારાજાએ અનુમાન કર્યું કે કોઇ આદમીએ ગોળી મારવાથી આ વનરાજનું મ્હોત નીપજ્યું ને મારો જાન બચી ગયો! અને ખરેખર મહારાજાનું અનુમાન સત્યજ હતું.

---

# પ્રકરણ પાંચમું.

## તીખી કસોટી.

ગત પ્રકરણના અંતમાં જણાવાઇ ગયું છે કે મહારાજા શૂરસિંહને વિકાળસિંહના કાતીલ પંજાનો ભોગ થતો અટકી ગયા. સિંહના ભવ્ય લલાટમાં ગોળી વાગીને મહારાજાનો કાળ બનવા તૈયાર થયેલો એ વનરાજ ઉથલી પડયો! ક્ષણ-એ ક્ષણ તરફડીને તે મૃત્યુવશ થઇ ગયો!

મહારાજાનો પ્રાણ બચાવનાર ને એ વિકાળસિંહનું લલાટ વીંધનારી ગોળી કોણે વાપરી હતી? વાંચકો! તેની કશી કલ્પના આવી શકે છે? એ ગોળી વાપરનાર ગજબ-સિંહ હતો. મહારાજા આશ્ચર્યાન્વિત ચ્હેરે આજુબાજુ જોતા હતા ત્યાં એક દોડતો અશ્વ તેમની છેક નજીક આવીને ઉભો રહ્યો. ગજબસિંહ નીચે ઉતર્યો.

" કોણ ગજબસિંહ! " મહારાજા બોલ્યા.

" હા " ગજબસિંહે જણાવ્યું.

"આ સિંહને મારનાર ને મારો જાન બચાવનાર તમે? તમે બંદૂક ફોડી હતી?" સિંહ તરફ દ્રષ્ટિ કરીને મહા-રાજા બોલ્યા ને ગજબસિંહ પ્રતિ જોઈ રહ્યા.

" હા " ગજબસિંહ બોલ્યો. " બંદુક મેં છોડી હતી, શું સિંહ મરી ગયો ? "

" હા, જુઓને તે હમણાંજ તરફડીને મરી ગયો.!" સિંહ તરફ આંગળી કરતાં મહારાજા બોલ્યા.

" મ્હારી ગોળી વિફળ ગઈ નહિ, એ સારૂ થયુ !" ગજબસિંહ બોલ્યો.

" એ મ્હારા આયુષ્યનો પ્રતાપ. મારૂં આયુષ્ય અવશેષ હશે તેથીજ તમારી ગોળી આબાદ સિંહને વીંધી ગઇ ને તે વિકાળ પ્રાણી સદાના માટે સૂઇ ગયો !" મહારાજા બોલ્યા.

ગજબસિંહ બોલ્યો નહિ. મહારાજાની આંખોમાંથી આભાર વર્ષતો તેણે જોયો. મનમાંને મનમાં તે રાજી થયો.

મહારાજા બોલ્યાઃ

" ખરેખર ? ગજબસિંહ ! આજે તમે મને જીવિત દાન આપ્યુ છે જો તમે ગોળી છોડી આ સિંહને ન માર્યો હોત તો હું ક્યારનોયે સિંહરાજનો ભોગ થઇ પડ્યો હોત!" મહારાજાએ આભાર જણાવ્યો ગજબસિંહ જરા હસ્યો.

"ગજબસિંહ ! " મહારાજા આભારની લાગણીથી કૈંક બદલો આપવાના પેરાયા " મારો જાન બચાવનાર તમને, કૈંક આપવું જોઇએ. બોલો શું જોઇએ ?"

ગજબસિંહે આવા પ્રશ્નની આશા રાખીજ ન હતી, આ પ્રશ્ન સાંભળતાં તેને તારાનું સ્મરણ થઇ આવ્યું "તારાના હાથની માગણી કરૂં તો ?"

તેણે મન સાથે તારાની માગણી કરવાનો પુષ્કળ વિચાર કર્યો; ને છેવટે તે બોલ્યો.

" મારી માગણી મ્હોટી હશે તો ?"

" પરવા નહિ !" મહારાજા બોલ્યા" આખું રાજ્ય માગશો તો પણ તે આપવા હું ના પાડીશ નહિ. બોલોપછી?"

ગજબસિંહ મહા પ્રયત્ને બોલ્યો.

" આપની તારા કુંવરીનો હાથ હું માગુંછું !"

ગજબસિંહ એ વાક્ય બોલી ગયો. પણ તેને લાગ્યું કે મહારાજા પોતાની માગણી સાંભળતાંજ કુપિત થશે. આ ભારનો બદલો આપવાની તેમની ઇચ્છાને મ્હારી માગણી દાબી દેશે એમ તેણે માન્યું.

પરન્તુ મહારાજા ધીમેથી શાંતિ પૂર્વક બોલ્યા.

"ભલે તારાનો હાથ આપીશ !"

ગજબસિંહના હર્ષનો પાર રહ્યો નહિ.મહારાજાની ઉદારતા માટે તેને માન વછૂટ્યું તેણે માન પૂર્વક આપેલા નમનને મહારાજાએ હાસ્યની સાથે ઝીલ્યું ને ઉભય વિશળગ પાછા ફર્યા.

મહારાજા પોતાને ગજબસિંહનો ઋણી માનવા લાગ્યા. જીવિતદાન આપનાર વ્યક્તિને તે દેવથી પણ વધારે માનનીય ગણવા લાગ્યો. તારા કુંવરી તેને આપીને કિંચિંદંશે એ ઋણમાંથી છુટવાનો મહારાજાનો વિચાર સજ્જડ હતો. ગજબસિંહ મહારાજાની મનોવૃત્તિ જોઇ શકતો હતો, ને તેથી હવે તારા જેવી સુકુમાર સુંદરીને પોતાની પ્રિયતમા બનાવી શકાશે એ વિચારે તેનું હૈયું ગજગજ ઉછળતું હતું.

તારાને પાસે બોલાવીને એક દિવસ મહારાજાએ પૂછ્યું.

"તારા !"

"પિતાજી !" તારાના અવાજમાં સંસ્કારિતા હતી.

"આજે હું તારી સલાહ માગવાનોછું."મહારાજા બોલ્યા.

"મારી સલાહ ?" તારા બોલી. તે સમજી ન શકી કે આજે પીતા શું કહેવા માગે છે !

'હા' બેટા ! "મહારાજા વ્હાલપૂર્વક બોલ્યા" આજે હું તારી સલાહ માગું છું તે એ બાબતમાં કે હું તારા હાથ આપણાં સેનાપતિ ગજબસિંહને સોંપવા માગું છું, બોલ. તેમાં તારી સંમતિ છેને?"

તારા પોતાના માથા ઉપર વિજળી તૂટી પડી હોય ને જે વેદના થાય ત્હેના કરતાં વિશેષ વેદનાનો અનુભવ કરવા લાગી, પણ હજી વિવાહ નક્કી થયો નથી એ બીના લક્ષ્યે તે કૈંક શાંતીમાં રહી શકી.

મહારાજા પુત્રીને મૌન જોઇને બોલ્યા.

"તારા! તું સુશીલ છે તને મારી પાસે વધુ છુટથી બોલતા શરમ આવે એ સ્વાભાવિક છે પરંન્તુ જેમ હું તને સ્પષ્ટ કહુંછું. તેમ તારે પણ મને સ્પષ્ટપણેજ કહેવાનું છે. કારણકે તેથી મારા કાર્યની સરળતા ઉપસ્થિત થઇ શકે, ગજબસિંહ શુરવીરને સુંદર છે. તારા માટે હું તેને પસંદ કરૂં છું' "

આટલું બોલીને પુત્રીના શબ્દો સાંભળવાની ઇચ્છાએ મહારાજા મૌન રહ્યા, પરંતુ તારા કંઇ પણ બોલી નહિ, મહારાજા વધુ બોલયા:

"તારા! શા માટે શરમાય છે? હું કહું છું તેનો ઉત્તર આપ."

"શું?" તારા સહજ ઉંચુ જોઇ ને બોલી.

"હું પુછું છું કે ગજબસિંહને હું તારો હાથ આપું છું તેમાં તું સંમત થશે ને? મહારાજાએ પૂછ્યું.

મહા પ્રયત્ને તારા ટુંકું બોલી: "ના"

"કારણ?" મહારાજા જરા ચમક્યા.

"તે કારણ જણાવતાં હું અસભ્ય ગણાઇશ.!" તારાએ જણાવ્યું.

મહારાજા કંઇપણ સમજી શક્યા નહિ. સ્પષ્ટ કરવાં માટે તેણે તારાને કહ્યું.

"જે હોય તે કહે. ગજબસિંહને હું તારો હાથ આપું તેમાં તું શા માટે અસંમત થાય છે?"

"ખુલ્લું કહું?" તારા બોલી! "મને માફ કરશો–તમારા આગ્રહથી હું અવિવેકી બનું તો–મારૂં દીલ મેં એકને આપી દીધું છે."

તારા બોલી ગઈ પરંતુ તે કંપી ઉઠી પિતા કોપશે એ ભયથી તેને સખ્ત ધ્રુજારો થયો. પિતાની આકૃતિ તરફ તે જોઇ રહી.

મહારાજા પુત્રીના શબ્દો સાંભળીને રાતાપીળા થઈ ગયા. તે એકદમ ક્રોધીત સ્વરે બોલ્યા.

"શું બોલી? તારા! તારી સુસંસ્કારિતા આટલી હદે પતીત થઈ ગઈ છે? માનસિક વ્યભિચારના પાપથી તું ડરી પણ નહિ? બોલ, તેં કોને દીલ આપ્યું છે?"

તારા કંઇપણ બોલી નહિ તે ધ્રુજતી ઉભી રહી.

બોલ, બોલ તેં કોને દીલ આપ્યું છે? મારા હાથ તેના પર કેર વરસાવવા અધિરા બન્યા છે."

તારાની દીલગીરીનો પાર રહ્યો નહિ. પોતાના પ્રિયનું નામ આપતાં તેને મહારાજા દુઃખ આપે એમ હતું; ને નામ ન આપે તો પોતાને પીડા પ્રાપ્ત થાય એમ હતી. એવી સ્થિતિમાં તારાના વદન ઉપર ગ્લાનિ પથરાઈ રહી.

તારાને મૌન જોઇને મહારાજાના કોપે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું.

"કેમ કાંઈ બોલતી નથી ? બોલ કે તારૂં દીલ તેં કોને આપ્યું છે. મહારાજાના મહાલયમાં તારા ઉપર સત્તા પ્રસારનાર કોણ છે ?"

તારાને હવે બોલ્યા વિના છુટકો ન રહ્યો. બોલતાં પહેલાં તેને ફમકમાટી થઇ. નામ ન આપવાની તેની ધારણા મક્કમ રહે એમ ન હતું. તે બોલી.

"અજબસિંહ."

"શું !" મહારાજા સિંહની જેમ ઘુરકયા. "શું એ અજબસિંહ ને તું ચાહે છે ? તેણે મારા મહાલયમાં પગ પેસારો કર્યો છે ? ઠીક છે, હું જોઇ લઉં છું."

એમ બોલીને મહારાજા દેવડી ઉપર આવ્યા. દેવડી-દારને આજ્ઞા આપી.

"અજબસિંહને બોલાવી લાવ."

તારા કુંવરીના દુ:ખની સીમા થઈ. શરસિંહ જેના-પર કોપતા, તેનો અંત લેતા એવું તે જાણતી હતી. અજબસિંહની શું દશા થશે એ કલ્પનાએ તેના મસ્તિ-ષ્કમાં દારૂણ વેદના સળગાવી. તેનું હ્રદય કકળી ઉઠ્યું. તે પોતાના રૂમમાં આવીને એક ખુરશીપર પડી તેની આંખમાં સ્વાભાવિકજ આંસુ આવ્યા.

બીજે દિવસે તેને ખબર પડી કે મહારાજાએ અજબસિંહને કેદમાં પુરી દીધા છે? અને કેદીને અન્ન જળ નહિ આપવાનો ભયંકર હુકમ ફરમાવી દીધો છે! ......ખરેખર.

જ્યાં પ્રેમ કિરણું ઝળહળે ત્યાં દુઃખ ઉભાં થાય છે,
સત્પ્રેમના પ્રાબલ્યની તીખી કસોટી થાય છે!
(પણ) સંકટમાં જે ના ડગે ને પ્રેમ સાચો સાચવે.
એવા સુપ્રેમીઓ પ્રતિ અંતે વિધિનું દિલ દ્રવે!

---

## પ્રકરણ ૭૬,

### "વિજયાનો તિરસ્કાર"

---

વિજયાની શું સ્થીતિ હતી? તે ગજબસિંહને સ્મરીને દિવસ દુઃખમાં વિતાવતી હતી. ઘણાં દિવસો તેણે દુઃખમાં વિતાવ્યા ને તે દુબળી થતી ચાલી. મહારાજા તેના રોગનું કારણ કલ્પી શકયા નહિ; કયાંથી કલ્પાય? તેને તાવ આવતો નહતો, ચક્કર આવતા નહતા, ગોળો ચ્હડતો ન હતો, ને તે છતાંય તે દિવસે દિવસે કૃશ થતી જતી હતી.

પોતાની એક ખાસ દાસી માર્ફત વિજયાએ એટલું જાણી લીધું કે ગજબસિંહ દરરોજ સાંજે બાગમાં ફરવા જાય છે.

બસ, તેણે બાગમાં જવાનો નિશ્ચય કર્યો. ગમે તેમ કરીને પણ ગજબસિંહને મળવું ને પોતાની મનઃ સ્થીતિ તેમને જણાવવી એવા મક્કમ નિશ્ચયપર આવતાં તે સઘળું દુ:ખ ભૂલી ગઈ.

એક દિવસ સાંજે તે સારા કપડા પહેરીને તૈયાર થઇ જનાનામાંથી બહાર ન નિકળવાનો રાજરિવાજ હતો એટલે તેની દાસી બોલી.

"બા સાહેબ ! તમે તૈયાર તો થયા, પરંતુ મહાલય બહાર નિકળી શકશો ?"

"કેમ નહિ ?" વિજયા બોલી.

"જનાનામાંથી બહાર નિકળવાનો રિવાજ કયાં છે ? તમને બહાર ગયેલી મહારાજા જાણશે તો !"

"તો જોઇ લેવાશે." વિજયા બોલી: "પણ આજે હું જવાનીજ !"

"તમારી માતા નહિ જવા દે, બા !" દાસી બોલી.

"ગુપ્ત રીતે બહાર નિકળી જઈશ," વિજયા બોલી.

"પણ તમે બાગમાં જઇને આવશો ત્યાં સુધીમાં

આને તમારો ખપ પડશે તો વાત જણાઇ નહિ જાય ?" દાસી બોલી.

"તે ગમે તેમ થાય હું તો જઈશજ." એમ કહી વિજયા તૈયાર થઇ ગઇ ને ગુપ્ત રીતે મહાલય બહાર નિકળી પડી.

વિશાળગઢમાં એકજ બાગ હતો. સાંજના સમયે ઘણાં ખરા નાગરિકો તેમજ અમલદારો બાગમા ફરવા આવવા હતા. કદી કદી મહારાજા પણ ફરવા આવી ચ્હડતા હતા.

વિજયાએ સાડીના આચ્છાદનમાં પોતાનું તેજસ્વી વ-દન છુપાવી દીધું હતું, તે એટલા માટે પોતાને કોઇ ઓળખી શકે નહિ.

તે બાગમાં આવી. બાગ નહિ ન્હાનો કે નહિ મ્હોટો એવો હતો. અનેક વિધ સુમનની સુગંધથી બાગનો આંત-રિક ભાગ સુગંધિત બની રહ્યો હતો. વિજયા સુગંધ મિશ્રિત ઠંડી સમીર લહરિના સ્પર્શે પુલકિત બની. ઘણી ઝડપથી તેણે બાગમાં ફરી લીધું પણ ગજબસિંહ તેની દૃષ્ટિએ પડયો નહિ. આખા બાગમાં તે ફરી પરંતુ તેણે એવી ખુબી વાપરી હતી કે ફરવા આવેલા કોઇ તેના વદનને જોઇ શકતું નહિ, ને તે છતાં વિજયા દરેકને જોઇ લેતી.

" શું ગજબસિંહ હજી બાગમાં ફરવા નહિ આવ્યા

હોય ? શું હજી જરા મોડા આવતા હશે ! કે પહેલા આવી ગયા હશે !"

વિજયાના હૃદયમાં ઉકત શંકાઓ સ્ફુરી તે બાગમાંના ખાસ સ્નેહિ ભાગમાંના એક બ્રેન્ચપર જઇ બેઠી. ને ઉન્માદ દશા અનુભવવા લાગી.

તે બરાબર અર્ધો કલાક એવી રીતે બેસી રહીને પછી ઉઠી. હવે ગજબસિંહ આવ્યા હશે એમ તેને જણાયું પુન ! તે આખા બાગમાં ખુબી પૂર્વક ફરીવળી. પણ કયાંય ગજબસિંહની મોહક મૂર્તિ તેની ચક્ષુ સમક્ષ દેખાઇ નહિ.

આખરે તે કંટાળી, હમણાં રાત પડી જશે એ ભયથી તે ધ્રુજી ઉઠી, "ચાલ્યા જવું કે હજીયે ગજબસિંહની રાહ જોવા બાગમાં રોકાવું ?" એ વિચારપર તેણે થોડી પળો ગુમાવી.

થોડી વારે ગજબસિંહ આવ્યો. વિજયાએ પોતાના પ્રિયને દુરથી જોયા. જોતાંજ તેના આનંદનો અવધિ થયો. તેની મનોવૃત્તિ ઉત્તેજીત થઇ ગઇ. 'ગજબસિંહને કેવી રીતે મળવું' એ વિચારે તે ઘડીભર સ્થીર રહી.

ગજબસિંહ એક બ્રેન્ચપર બેઠો. આજુ બાજુ કોઇ હતું નહિ. વૃક્ષની ઘટા પણ ઠીક હતી. વિજયાએ પોતાની જગ્યાએથી ગજબસિંહને બ્રેન્ચપર એવી જગ્યાએ બેઠેલો

જોયો કે પોતે ત્યાં જાય તો કોઇ જોઇ શકનાર આજુ બાજુનુ હતું નહિ.

પણ તે ગજબસિંહ તરફ પગલાં ભરે તે પહેલા તેના કર્ણપર સુમધુર અવાજ આથડયો. એ અવાજ મોરલીનો હતો. મોરલી વગાડનાર વિજયાનો પ્રિય ગજબ-સિંહ હતો.

ગજબસિંહને મોરલી વગાડવાનો શોખ હતો. મોરલી તે ઘણીજ સારી રીતે વગાડી જાણતો હતો. પોતાના પ્રિયની સંગીત પ્રિયતા જોતાં વિજયાની ખુશાલી અવર્ણનીય બની ગઇ. તે ધીમે પગલે ગજબસિંહ પ્રતિ જવા લાગી.

ગજબસિંહના મોરલીના તાનમાં નીચેનું સંગીત ગવાતું વિજયાએ સાંભળ્યું.

" અજાયબ પ્રેમનો જાદુ, કરે છે માનવી ઘેલા,
" ભુલે તે દેવને દુનિયા, બને જે પ્રેમના ચેલા.
" પ્રણયનો રંગ ઘેરો છે, દીપાવે રંગ તે જનને,
" અતિ સુંદર બને તે મન, મળે એ રંગ જે મનને.
" ઝરે છે સ્નેહના ઝરણાં અખંડિત જે વદન મુળથી,
" રહે છે મુકત તે, દુ:ખના અને ગ્લાનિતણાં શુળથી
" થતો ના યોગ સ્નેહીનો પ્રણયની એ કસોટી છે,
" પ્રણયભીના હૃદયની ભાવનાઓ ભવ્ય–મોટી છે!"

વિજયા એક વૃક્ષના ઓથે લપાઈ રહી, એ વૃક્ષ ગજબસિંહના બેન્ચની પછવાડે છેકજ નજીક હતું. પ્રિયની મોરલીના નાદે વિજયા ઝોલા ખાતી હતી, પ્રિયની પાસે ઉપસ્થિત થવાને તેનું મન ઉત્સુક બન્યું.

ગજબસિંહ લીનતાથી મોરલી વગાડી રહ્યો હતો. તેની આંગળીઓ ચપળતાથી ફરતી હતી, સંગીતની સમાપ્તિના સુરો તે કાઢતો હતો ત્યાં પાછળ ખખડાટ થયો, વિજયા તેની સામે આવીને ઉભી રહી, ગજબસિંહે મોરલીનો નાદ બંધ કર્યો ને વિજયાનો નાદ સાંભળ્યો આવતાં વેંતજ વિજયા બોલી:

" શ્રીકૃષ્ણની પેઠે મોરલી વગાડીને કોઇને ઘેલાં કરવા છે ?"

વિજયાના સ્વરમાં મીઠાશ હતી, આંખોમાં હાસ્ય હતું: વિજયાને આમ બોલવામાં શું સ્વાર્થ હશે તેની ગજબસિંહને ખબર પડી નહિ, વિજયાના વાક્યથી ચમકેલા ગજબસિંહના મુખ ઉપર આ વખતે સુક્ષ્મ રીતે જોનારને આશ્ચર્યની લાલાશ તરી આવતી જણાય એમ હતું ગજબસિંહ ધીમે રહીને બોલ્યો.

" એકાદ ગોપી મળી આવે ત્યારેને !"

ગજબસિંહને એકાએક તારા સાંભરી આવી, તારા જેવી ગોપીને ઘેલી કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય એ પળની

સ્મૃતિએ તેને ખેદ ઉપજાવ્યાં પણ એ ખેદનો તેણે વિશેષ વિચાર કર્યો નહિ, કારણકે તેને વિશ્વાસ આવી ગયો હતો કે મહારાજા પોતાનું આપેલું વચન પુર્ણ કરશેજ.

અજબસિંહને કેદ કર્યાની ખબર તેને પડી ગઇ હતી, તારા પોતાની વિશે એવી તેને સંપૂર્ણ ખાત્રી હતી એટલે તેનો ખેદ ક્ષણિક થઇ પડયો. વિજયા પોતાના પ્રિયના વદન પરના ફેરફાર પામતા ભાવોને જોઇને વિસ્મય પામી. તે બોલી,

" એક ગોપી તમારી પાછળ ગાંડી બની છે, તેની તમને ખબર છે ?" ગજબસિંહ કંઇ સમજી શકયો નહિ, તે બોલ્યો.

" તું—તમે કોણ છો ? આમ બોલવામાં તમારો ઉદ્દેશ શું છે ?"

" સ્પષ્ટ કહું ? " વિજયા બોલી ! " હું તમારી પાછળ ગાંડી બની છું ! "

ગજબસિંહે તેની તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોયું. વિજયાએ વાળની લટ સમારતાં જણાવ્યું.

" આજ કેટલો સમય થયા હું તમને ઝંખું છું ! "

" તમે કોણછો ? તમારૂં નામ ? " ગજબસિંહ બોલ્યો.

" મને નથી ઓળખતા ? " વિજયા બોલી.

"ના." ગજબસિંહના અવાજમાં તિરસ્કાર હતો.

"મારૂં નામ વિજયા મહારાજાની પુત્રી." વિજયાએ પોતાનો પરિચય આપ્યો.

એકાએક ગજબસિંહ બેન્ચ પરથી ઉભો થઇ ગયો મહારાજાની પુત્રી સાથે એકાંતમાં ઉભા રહેવામાં તેણે જોખમ જોયું તે બોલ્યો.

"અહિંથી ચાલ્યા જાઓ....મહારાજાની પુત્રીએ જનાનામાંજ રહેવું જોઇએ."

"એ ખરૂં!" વિજયા બોલી!" પણ આજે તમને મળવાનું મન થઇ આવતાં અહિં આવી છું!"

"રાજપુત્રી! મારી પ્રતિષ્ઠાને હાની ન પહોંચાડો. ચાલ્યા જાઓ તમારી સાથે મને એકાંતમાં કોઇ જુએ તો મારી શું દશા!" ગજસિંહ બોલ્યો તેની પ્રતિષ્ઠા જોખમમાં આવી પડી હતી. તેના કરતાં તેને વિશેષ ભય એ આવ્યો કે મહારાજાને ખબર પડે કે પોતે તેમની પુત્રી સાથે એકાંતમાં હરેફરે છે તો તારાને આપવાનું વચન તે પાળે નહિ. ને એ રીતે કદાચ તારાને ગમાવી પણ બેસાય આથી તેણે વિજયાને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું.

પરન્તુ વિજયાએ જણાવ્યું.

"હું જે વાત કહેવા આવી છું તે કહ્યા પછીજ હું જઇશ."

"તે હું સાંભળવા માગતો નથી. બસ અહિંથી ચાલ્યા જાઓ. ફરી મહેલ બહાર નિકળવાનું સાહસ કરતા નહિ." ગજબસિંહ બોલ્યો.

"હું તમને ચાહું છું ને તમે આમ તિરસ્કારી કહાડશો !" વિજ્યાના સ્વરમાં દીનતા હતી.

"તમે મને શા માટે ચાહો છો ?" ગજબસિંહ બોલ્યો: "શું અજબસિંહની જેમ મને પણ કેદમાં પુરાવવો છે !"

"તમે મને નહિ ચાહો ? હું ખોળા પાથરૂં છું." વિજ્યાની આંખમાં આસુ આવ્યા.

"તમને ચાહું ?" ગજબસિંહ બોલ્યો. "શું કેદમાં પુરાવા માટે ? અજન જળવિના પ્રાણ ત્યાગ કરવા માટે ? કૃપા કરીને ગુપ્ત રીતે ચાલ્યા જાઓ, મને ચાહતા હોતો આજથી એ ચાહ ફેરવી નાખજો."

"એ ન બને !" વિજયા બોલી. "આ દેહના રૂવાડે રૂંવાડે તમારૂં નામ જડાઈ ગયું છે."

"અરે ! વિજયા કુંવરી ! કહું છું કે આવ્યા તેમ ચાલ્યા જાઓ. નાહક બીજાને જોખમમાં ન મૂકો."

"પણ—પણ—"

વિજયા વધુ બોલે ત્યાર પહેલાં ગજબસિંહ ત્યાંથી ખસ્યો ગયો. તેને લાગ્યું કે પોતાને વિજયા પાસેથી ખસીજ જવું જોઇએ એટલે તે વિજયાનું બોલવું ન ગણુકારતાં બીજે રસ્તે થઇને ઉતાવળે પગલે બાગ બહાર નિકળી ગયો.

વિજયાને ગજબસિંહની આટલી અરસિકતા ન રૂચી જેના માટે તે પ્રાણ પાથરવા તૈયાર થઇ છે, તેના તિરસ્કારથી તેને કેમ ન લાગી આવે ? તે રડી પડી. પણ રાત્રિ પડયા પહેલાં મહાલયમાં પ્રવેશી જવું જોઇએ એથી રડતા વદને તે બાગ છોડી ગઈ !

---

## પ્રકરણ સાતમું.

### "તારાએ યુક્તિ લડાવી."

---

અજબસિંહને કેદ કર્યા પછી મહારાજાએ તારાને ઘણી સમજાવી પરંતુ તારા એકની બે થઇ નહિ. વરીશ તો અજબસિંહનેજ નહિતર કુંવારી મરીશ' એવું સ્પષ્ટ કથન તારાએ સંભળાવી દીધું. મહારાજાએ તારાની નજર

સામે અજબસિંહ રીબાયતો તારા પલળશે એમ માની લીધું. ને તેથી તેણે એક લોખંડનું પાંજરૂં તૈયાર કરાવ્યું.

એ પાજરૂં મજબુત હતું. બરાબર તારાના રૂમની સામે તે મુકવામાં આવ્યું, અજબસિંહને તે પીંજરામાં પૂરવામાં આવ્યો. તારા અજબસિંહને જોઇને ઘણું દુઃખ પામી તેને પોતાના પિતાની નિર્દયતા ઉપર ક્રોધ આવ્યો. તે પાંજરા પાસે ગઇને જોરથી રડી પડી.

તારા આ વખતે એટલું રડી કે બે દિવસ પહેલાંજ ગુજરી ગયેલી પોતાની માતા પાછળ પણ તે એટલું રડી ન હતી. સળીયામાંથી હાથ બહાર કાઢીને અજબસિંહે તારાના આંસુ લુછવાનો પ્રયત્ન કર્યો. તારાનું મ્હોં સળીયાને અડેલું હતું. તેણે બન્ને હાથે સળીયા પકડયા હતા. અંદરથી અજબસિંહે પણ પોતાની પ્રેમીકાનું વદન અશ્રુભીનું જોઇને રડી દીધું. બન્ને પુષ્કળ રીતે રડયા. મહારાજાએ દુર ઉભા રહીને અદૃશ્ય જોયું તેઓ હસ્યા પુત્રીની ખુમારી હવે ઉતરી જશે એમ તેને લાગ્યું.

રાત્રિ પડી હતી મહારાજા નિદ્રાધિન થઇ ગયા હતા. પહેરેગીરો હમણાંજ સુઇ ગયા હતા પણ અજબસિંહ પાંજરાના અંતર્ભાગમાં દુઃખનાં આસુ વહેવરાવી રહ્યો હતો, ત્યાં તારા આવી.

" પ્રિયને પ્રિયની રહી દૃષ્ટિ મળી "
" રહ્યો સાગર દુઃખ તણો ઉછળી, "

બન્ને ખુબ રડયા પછી તારા ગુપ્ત રીતે લાવેલી મીઠાઇ પ્રિયને આપવા લાગી, ને બોલી:

"પ્રભુ એક દિવસ જરૂર ઉદ્ધાર કરશે!"

"તારા!" તું મારા માટે હવે વધુ દુઃખ સહન ન કર, તારા પિતાની આજ્ઞા માની લે," અજબસિંહ બોલ્યો.

"એટલે?" તારા બોલી: "શું મને બબ્બે સ્વામિવાળી બનાવવી છે? જે દિલ એકને આપી દીધું તે દીલ બીજાને આપવાને મને અધિકારજ ક્યાં છે?"

અજબસિંહ વધુ બોલ્યો નહિ અનિચ્છા છતાં તારાના આગ્રહથી તેણે થોડું ખાધું એ રીતે એ પ્રેમિક-પ્રેમીકા દુઃખના અગાધ સમુદ્રમાં છેક તળીયે ડુબાતા જતા હતા.

એક દિવસ તારાને એક નવીન વિચાર આવ્યો, એ યુક્તિ તેને સરસ લાગી, તેણે મગજમાં કંઇ નવીનજ ચમકારનો અનુભવ કર્યો, રાત્રે તે અજબસિંહ પાસે આવીને બોલી.

"વ્હાલા! આજે મને એક યુક્તિ જડી છે!"

"શું!" અજબસિંહની આંખ ઝીણું હસી એ હાસ્ય દુઃખનું હતું.

"હું મારા પિતાને કહું છું કે-"

"કે,"

"કે હું ગજબસિંહને પરણવા તૈયાર છું પણ એક શરતે."

"એવી કઈ શરત કરવા ધારી છે?"

"કે અજબસિંહ અને ગજબસિંહ તલવાર યુદ્ધ કરે, જો ગજબસિંહ જીતે તો હું તેમને ખુશીથી પરણીશ નહિતર અજબસિંહનેજ પરણીશ, પણ—

"પણ શું?"

"પણ હું તમને એ પૂછવા માગું છું કે તમે ગજબસિંહને જીતી શકશોકે નહિ! કારણકે જો તમે હારો તો પછી મારે ગજબસિંહને વરવાના વિચાર પહેલાં આપઘાતનોજ રસ્તો લેવો જોઈએ પણ જો તમને તમારા બાહુમાં તમારી તલ્વારના પાણીમાં તમને વિશ્વાસ હોય તોજ હું એ શરત કરૂં નહિતર આ દુઃખજ ઠીક છે!"

અજબસિંહ કેટલીક પળ વિચારી રહ્યો તારા એ કહ્યુ:

"બરાબર વિચાર કરજો."

થોડીવારે અજબસિંહ બોલ્યો.

"તારા! ખુશીથી તું એ શરત મૂકજે હું ગજબસિંહને જીતી શકીશજ! પણ તારે એ શરતની સાથે એ પણ જણાવી દેવું કે અમારા બેમાંથી એકાદ, તલ્વારના ઝાટકે મરે તો કોઈ વાંધો લે નહિ." અજબસિંહે જણાવ્યું.

"એ વિના તમારો છુટકારો કે મારો છુટકારો છેજ નહિ. ઇશ્વરેચ્છા હશે ને તમે જીતશો તો હું તમારી ચરણ સેવિકા થઈ શકીશ !" તારા બોલી.

પછી બન્ને જુદા પડયા. તારા પ્રભાતની રાહ જોઇ રહી. તે પોતાના શયનરૂમમાં આંટા મારતી પૂર્વ દિશા પ્રતિ આતુરનયને દૃષ્ટિપાત કર્યે જતી હતી. સવાર પડીને તે આનંદ પૂર્વક મહારાજા પાસે ગઈને બોલી.

"પિતાજી !—"

તારા બોલે ત્યાર પહેલાં મહારાજા બોલી ઉઠયા.

"કેમ કંઇ વિચાર કર્યો ?"

"તે કહેવા માટે તો હું આવી છું." એમ કહી તારાએ કહેવા માંડ્યું. "પિતાજી ! જો તમારી ઇચ્છા મને ગજબસિંહનેજ પરણાવવાની હોય તો હું ખુશીથી ગજબસિંહને વરવા તૈયાર થઉં છું ! પણ—"

"પણ ?"

"એક શરતે"

"કહે."

"કે ગજબસિંહ અને અજબસિંહ તલવાર યુદ્ધ કરે તેમાં ગજબસિંહ જીતે એટલે બસ. ને જો ગજબસિંહ હારે તો અજબસિંહને કેદ મુક્ત કરી મને તેની સાથે

પરણાવવી પડશે." તારાએ શરત રજુ કરી મહારાજા પુત્રીની શરત ઉપર ક્યાંય સુધી વિચારી રહ્યા. પછી બોલ્યા.

" ઠીક. હું ગજબસિંહને પુછીને જવાબ આપીશ "

તારા પોતાના રૂમમાં આવીને અજબસિંહને ગજબ-સિંહમાં કોણ વધારે શુરવીર છે તે પર વિચાર કરવા બેઠી.

તારાના ગયા પછી મહારાજાએ એક પહેરેગીર મારફત ગજબસિંહને પોતાની પાસે બોલાવ્યો. ગજબસિંહને મહારાજાએ કહ્યું:

" ગજબસિંહ ! તારા હવે કઈ કૈંક પલળી છે. પણ તે એક શરત કરવા માગે છે અને તે એકે તમારે અજબસિંહને તલવાર યુદ્ધમાં જીતવો"

" ઓહો!" ગજબસિંહને પોતાના શુરાતનનું અભિમાન આવ્યું." તેમાં શું મોટી બાબત હતી? અજબસિંહને જીતવો એ કંઈજ મુશ્કેલ નથી!"

" તો હું શરત સ્વીકારૂં ?" મહારાજા બોલ્યા.

" હા. " ગજબસિંહ બોલ્યો.

" જો તમે હારશો તો મારે તેને અજબસિંહ સાથે પરણાવી પડશે કારણકે શરતના સ્વીકારમાં મારે તેવું વચન આપવું પડે છે !" મહારાજા એ જણાવ્યું.

" પણ અજબસિંહ જીતે ત્યારે ને ?" ગજબસિંહે મુછ મરડી.

ગજબસિંહ ગયો પછી મહારાજાએ તારાને બોલાવીને કહ્યું:

"તારા! તારી શરતનો હું સ્વીકાર કરૂં છું. આવતી કાલે સવારે તલ્વાર યુદ્ધ કરાવવામાં આવશે."

"સારૂ." કહી તારા ત્યાંથી નિકળીને અજબસિંહ પાસે આવી. પોતાની શરતનો સ્વીકાર થયો છે ને આવતી કાલે તેવું યુદ્ધ તમારે કરવું પડશે એમ તારાએ જણાવ્યું. અજબસિંહ આનંદમાં આવી ગયો હોય તેમ આછું હસ્યો. તારા બોલી:

"હસો છો, પણ સાવધાન! તે જીતી જાય નહિ."



## પ્રકરણ આઠમું.



### "કોણ જીત્યો?"

---

સવાર થયું. પ્રભાકરના પ્રાતઃકાલીય પ્રકાશની સાથે વિશાળગઢમાં જાહેર થયું કે આજે અજબસિંહ અને ગજબસિંહ તલવાર યુદ્ધ કરનાર છે.

આખું ગામ તે યુદ્ધ જોવા માટે તૈયાર થઈ ગયું એ યુદ્ધ માટે ગામ બહારના શિવાલય પાસેનું ચોગાન

પસંદ કરવામાં આવ્યું હતું. નિર્ધારિત સમયે મહારાજા ત્યાં આવી પહોંચ્યા. તારા અને વિજયા પણ તેમની સાથે હતી. તારા અજબસિંહ, ગજબસિંહની તલવારનો ભોગ ન થાય એ માટે પ્રભુને પ્રાર્થના કરતી હતી, ત્યારે વિજયા ગજબસિંહ, અજબસિંહનો ભોગ ન થાય એ માટે પ્રભુની પ્રાર્થના કરતી હતી. બન્ને બ્હેનો આમ આડકતરી રીતે એક બીજાના સૌભાગ્યને હણવાનું ઇચ્છી રહી હતી.

ગજબસિંહ તલવાર લઇને ચોગાનની મધ્યમાં આવ્યો. અજબસિંહને પણ પાંજરામાંથી છુટો કરી તે ચોગાનમાં લાવવામાં આવ્યો. બન્નેની પાસે તલવાર ને ઢાલ સિવાય બીજું શસ્ત્ર ન હતું. બન્ને એ કચ્છ ભીડયા. તલવાર મ્યાન મુક્ત કરી. એકત્રિત વર્ગ બન્નેનાં ભવ્ય મ્હોડા પ્રતિ જોઇ રહ્યા. કેટલાક યુદ્ધમાં કોઈ મરે નહિ એવું ઇચ્છતા હતા, કેટલાક એક સ્ત્રીમાટે આમ તલવાર યુદ્ધ કરવાની હદે ગયેલાઓ પરસ્પર કપાઈ મરે એવું ઇચ્છતા હતા.

મહારાજાની ઇચ્છાથી આ યુદ્ધ કરવામાં આવતું હતું એટલે કોઇથી વાંધો લેવાય એમ ન હતું. અંતે મહારાજાએ આજ્ઞા કરીને નગારાપર દાંડી પડી, બ્યુગલો વાગ્યા, લડાઈ શરૂ કરવાનું એ સૂચન પાંચ મિનીટ પછી બંધ રહ્યું પછી મહારાજાએ બન્ને લડનારાને તૈયાર થઇ જવા કહ્યું. બન્ને એ તલવારની મુઠ જોરથી પકડી ને એક બીજા સામા દાંત કચ કચાવ્યા.

દેખાવ ઘણો ભયંકર હતો, તારા અને વિજ્યા કંપી રહી હતી, ગજબસિંહ તારા પ્રતિ દૃષ્ટિ પાત કરતો જતો, હતો, વિજ્યા ગજબસિંહ સ્હામેજ દૃષ્ટિ તાકી રહી હતી, જ્યારે તારા અજબસિંહને પ્રેમ પૂર્વક નિહાળતી ગદ્દગદ કંઠે થઇ રહી હતી,

મહારાજા બોલ્યા·

“ હું એક–બે–ને ત્રણ કહું કે તમારે યુદ્ધ શરૂ કરવાનું છે.”

બન્ને લડનારાએ કહ્યુ: “ સારૂ. ”

મહારાજા બોલ્યા:

“ એક, બે...ને....ત્ર....ણ !”

‘ ત્રણ ’ નો પડઘો લુપ્ત થયો ને તલવાર ચમકી. બન્ને લડવૈયા ક્રોધ પૂર્વક એકમેક પ્રાત કુધા, બન્ને વીર હતા, એક હાથમાં ઢાલને બીજા હાથમાં તલવાર સાથે બન્ને દાંત કચ કચાવતા યુદ્ધ કરવા લાગ્યા, પા કલાક યુદ્ધ. ચાલ્યું પરંતુ તેનું પરિણામ આવ્યું નહિ, ગજબસિંહના ઘા અજબસિંહ ઢાલમાં ઝીલી લેતો, ને અજબસિંહના ઘા ગજબસિહ ઢાલમાં ઝીલી લેતો હતો.

બન્નેમાંથી કોણ જીતશે એ નિર્ણય કરવું મુશ્કેલ થઇ પડયું; અંતે ગજબસિંહે ગજબ કર્યો, અજબસિંહના

જમણા હાથના ખભાપર તેણે જોરથી ઘા કર્યો, એ ઘા ખભાપર લાગવાને બદલે અજબસિંહની તલવારમાં લાગ્યો અજબસિંહની મુઠી ઉઘડી ગઈને તલવાર દુર જઇ પડી, તારાનું હૈયું ગળામાં આવી ગયું !

પણ અજબસિંહે અજબ ચાલાકી બતાવી, એક હાથે શત્રુના ઘા ઝીલતો તે ઓડંગતો તલવાર પાસે ગયો ને હાથમાં તલવાર આવતાં તેના મ્હોં પરનું ઉડી ગયેલું નુર પાછું આવ્યું.

બન્ને અજબ રીતે યુદ્ધ કરવા લાગ્યા, એકઠા મળેલા સઘળા બન્ને પ્રતિ જોઇ રહ્યા હતા, કોઇ ચુંકે ચાં કરતું નહતું, જામેલી મેદનીની શાંતિમાં એ ઉભય વીરના તલવારના ઘર્ષણનો અવાજ ભયંકરતા ઉપજાવતો હતો.

યુદ્ધની અંતીમપળો આવી લાગી. ક્રોધમાં આવી જઈને અજબસિંહે શત્રુ ઉપર જોરથી તલવારનો ઘા કર્યો. ગજબસિંહ એ ઘાથી ઘાયલ થઇ ગયોને મૂર્છા ખાઈ જમીનપર પડી ગયો !

લોકોએ અજબસિંહને તાલીઓથી વધાવ્યો. અજબસિંહે એ તાલીયોના ગર્જનને પોતાનું શિર નમાવી વિવેક પ્રદર્શિત કર્યો. એકાદ બહારના રાજ્યને સર કર્યું હોય ને જે ગર્વની સુરખી મુખપર આવે તે સુરખી અજબસિંહના વદનપર છવાઈ ગઇ. પ્રિયનું ગર્વાન્વિત મ્હોં તારાને અત્યંત

મોહક થઇ પડયું અજબસિંહે તારા પ્રતિ જોયું. બન્નેના નેત્રો મળ્યા. નેત્રોમાંથી અગ્નિના બિન્દુઓ સ્રવવા લાગ્યા.

ત્યારે બીજી બાજુ ગજબસિંહના ઘાયલ થવાથી વિજ્યા પણ મુર્છાખાઈ ગઈ! મહારાજા અને તારાએ તેને પવન નાખવાનો પ્રયાસ સેવ્યો. વિજયાની મુર્છાનું કારણ કોઇ કલ્પી શકયું નહિ. એકત્રિત પ્રજાજનો યુદ્ધાંતે વિજ્યાની મૂર્છા જોઈને અચંબો પામ્યા. પણ કોઈ તેનો ભેદ જાણવાનો પ્રયાસ કરવા લાગ્યું નહિ.

મહારાજાએ અને તારાએ તેમજ લગભગ એકઠા મળેલા સઘળાએ લુગડાવતી વિજયાને પવન નાખ્યો પણ વિજ્યાની મુર્છા વળી નહિ. આખરે માણસો પાસે પાલખી મંગાવીને વિજ્યાને અંતઃપુરમાં મોકલી દેવામાં આવી.

મહારાજા તેની સારવારમાં પડયા. તારા પણ બ્હેનની મુર્છાથી બોર બોર જેવડા આંસુ ખેરવતી હતી. અજબ-સિંહને વિજ્યાની મુર્છાની સ્હેજ કલ્પના આવી. તે પણ મુર્છિત વિજ્યાની સારવારમાં રોકાયો. મહારાજાએ જીતેલા વિજયી અજબસિંહને પોતાના મહાલયમાં વિજયાની સાર-વારમાં રોકાયલો છતાં કાંઇ વાંધો લીધો નહિ.ગજબસિંહને પણ સારી સારવાર તળે મૂકવામાં આવ્યો હતો. બીજે દિવસે વિજ્યાની મુર્છા વળી. જાગ્રત થતાં તે દીવાનીની જેમ બોલવા લાગીઃ

" ક્યાં છે મ્હારા હૃદય વલ્લભ ! ગજબસિંહ ! તમે ગજબ કર્યો ! આવો એકવાર આવો. "

મહારાજાએ હવે પુત્રીની મુર્છાનું કારણ સમજવામાં આવ્યું. ગજબસિંહને તે ચાહતી હોવી જોઇએ તેને ઘાયલ થઈ પડતો જોતાં તેને મુર્છા આવી હોવી જોઇએ એમ મહારાજાએ કલ્પના કરી. પુત્રીનો ઉન્માદ જોઇને મહારાજાએ ગજબસિંહની ખબર કાઢવા અજસિંહને મોકલ્યો ને વિજ્યાને કહ્યું.

"પુત્રી! ઉન્માદિનીનથા ગજબસિંહ ગુજરી ગયા નથી!"

" હેં ! શું મારા પ્રિય જીવે છે ? ના. તે તો મૃત્યુ માર્ગે ચાલ્યા ગયા છે! ઓ પ્રાણ! તું શામાટે ટકી રહ્યોછે!"

પુત્રીનો ઉન્માદ વધી જશે એમ ધારી મહારાજા બોલ્યા.

"વિજ્યા ! ગજબસિંહ મરી ગયા નથી. ચાલ તને બતાવું તેઓને ઘા સ્હેજ લાગ્યો છે. "

" એમ ? ત્યારે બતાવો મારા વ્હાલને. "

મહારાજા વિજ્યાની સાથે ગજબસિંહને ત્યાં આવ્યા. ગજબસિંહજી મુર્છાવશ હતો. પરંતુ તેની છાતીના ધબકારા સ્પષ્ટ દેખાતા હતા. અજબસિંહ તેની સારવારમાં પડયો હતો. વિજ્યાએ ગજબસિંહને જોયો કે તરત તે ઘાયલ દેહના કંઠે વળગી પડી ! મ્હોટી બ્હેન અને પિતાની

મર્યાદાનો ખ્યાલ તેને રહ્યો નહિ. મહારાજાએ પણ આ વખતે પુત્રીને અસહ્ય ગણી કહાડી નહિ.

ગજબસિંહ ધીમે ધીમે શ્વાસ લેતો–મૂકતો હતો. તેથી વિજ્યાને લાગ્યું કે હજી તે જીવે છે. આથી તેનો ઉન્માદ કંઈક શાંત થયો. પરન્તુ શ્વાસનો વ્યવહાર ઘણો મંદ હોવાથી તેઓ ટકી શકેશે નહિ એમ તેને લાગ્યું. અજબસિંહ વિજ્યાના હૃદયના ભાવો ઉકેલી શકયો તે બોલ્યો.

" ગજબસિંહને કાંઈ નહિ થાય. બે દિવસમાં આરામ થઈ જશે. " પોતાના મહાલયના જનાનામાં કેટલો ગોટાળો થઈ ગયો છે તેનો ખ્યાલ મહારાજાને હવેજ આવ્યો. તે ગજબસિંહના ઘાને તપાસવા લાગ્યો.

અજબસિંહ તરફ વિજ્યાને જે ધૃણા છુટી હતી તે ધૃણા લય પામી ગઈ. કારણ કે તેણે પોતાના પ્રિયની સેવા કરતો અજબસિંહને જોયો. વિજ્યા અજબસિંહના આ શ્વાસનથી શાંત થઈ; ને ભાવિ ઉપર આધાર રાખ્યો.

મહારાજા પણ અજબસિંહ તરફ હવે પ્રેમભાવથી જોવા લાગ્યા. અજબસિંહને દુઃખ આપવા માટે હવે તેને પશ્ચાતાપનો અનુભવ થવા લાગ્યો. તારાએ એક 'યોગ્ય' નેજ પોતાના માટે પસંદ કર્યો છે એમ મહારાજાને લાગ્યું ને પુત્રી પ્રતિ અજબ અનુકંપા વછૂટી.

બે–ત્રણ દિવસ પછી ગજબસિંહનો ઘરૂજાયો ને

ધીમે ધીમે તો તે હરેફરે એવી સ્થીતિમાં આવી ગયો. વિજયાને સમાચાર કેટલા આનંદ દાયક થઈ પડયા હશે તેની કલ્પના વાંચકોએજ કરવા તસ્દી લેવી.

અજબસિંહને તારાને મળ્યા ને એક અઠવાડીયું વીતી ગયું, બન્નેનાં મન એકબીજાને મળવા અધિરા થઈ રહ્યા, મહારાજા શા માટે હવે તારાને મારી સાથે પરણાવવાની વાતમાં મૌન રાખી રહ્યા છે તે વિષે અજબસિંહે અનેક તરંગો ઉછાળ્યા; પણ કાંઈ સત્વ તેને મળ્યું નહિ, તારા પણ પોતાના પિતા પોતાનો હાથ અજબસિંહને જલ્દીથી સોંપી આપે એ પળની રાહ જોવા લાગી.

વિજયા પણ સાજા થયેલા પોતાના પ્રિયનું દર્શન કરવાને ઘણીજ આતુર બની ગઈ, એક વખત બાગમાં મળવાનું સાહસ કર્યું હતું તેવુંજ કોઇ સાહસ કરીને પ્રિયને મળવાનો તેને વિચાર ઉદ્ભવ્યો.

જ્યારે ગજબસિંહને હજી પણ તારાનો હાથ મેળવવાની તાલાવેલી લાગી રહી હતી !

---

## પ્રકરણ નવમું.



"ભેદ ક્યાંથી જાણ્યો."

---

ગજબસિંહે જાણ્યું કે હવે તારા કુંવરી અજબ-

સિંહની થશે. કારણ કે તે અજબસિંહને જીતી શકયો ન હતો, આથી તેને અવર્ણનીય દુઃખ થયું, તે દુઃખમાં તેણે મનોગત ઉદ્‌ગાર કાઢવા માંડયા.

" હા....ય ! હવે તારા–મારા હૃદયની દેવી તારા–બીજાની થશે. એ મારાથી કેમ સહન થાય ? રૂંવે રૂંવે કોટી વીંછીની વેદનાનો અનુભવ થાય છે. એક પણ પળ એયેની વિના જતી નથી. તારા ! મારા જીવનની મોહક અધિષ્ઠાત્રી તારા ! મારા કરતાં અજબસિંહમાં શું વધુ છે? ઓહ ? તારા ! તારા વિના આખું જગત્ મને અંધકાર-મય ભાસે છે તું મારી નહિ થાય એ પળે મારો પ્રાણ આનશ્વર સંસારને છોડીને અમર લોકમાં ચાલ્યો જશે ! હા ! " અહિં તેના સ્વરમાં કઠોરતા આવી, હા ! પણ આમ શા માટે દુઃખ ભોગવવું ? તારા જેને વરવા ચાહે છે તેને હલાલ કરૂં તો પછી તારા શું કરશે ? મને નહિ વરશે તો શું કરશે ? કયાં જશે ? બસ, એ અજબસિંહને હણવો ! મારા માર્ગમાં નડતા એ કંટકનું ઉચ્છેદનજ કરી નાંખવું ! "

અહો ! કેવું ઘાતકી હૃદય ! એક સ્રી માટે ભયંકર પાપ કરવાની ઇચ્છા ગજબસિંહના હૃદયમાં જન્મ પામી. એ ઇચ્છાને તેણે મજબુત બનાવી " બસ એ હરામખોરને હણવોજ જોઇએ."

અજબસિંહને મારવા માટે તે તલપાપડ થઇ રહ્યો. તેના હાથ અજબસિંહ ઉપર કેર વરસાવવા અધિર બન્યા. તેની આંખો અજબસિંહનું મુડદું જોવા તત્પર બની, તેની તલવાર પોતાના હરિફની ગરદન પર ફરી જવા ઉત્સુક થઈ.

નિઃશસ્ત્રી શત્રુને તે ઘણીજ સહેલાઈથી ઠાર કરી શકશે એ વિચારે તેને આનંદ આવ્યો. સાંજ પડેને શિવાલય પાસે છુપાઇ જવું; પછી એકા એક અજબસિંહ પર તૂટી પડી તેનો જાન લઇ લેવો. આવો ભયાનક નિશ્ચય કરતાં ગજબસિંહને લેશ પણ કમકમાટી આવી નહિ.

હંમેશના નિયમ પ્રમાણે અજબસિંહ સાંજે શિવાલય જવા ઘેરથી નીકળ્યો તેની પાસે કંઇ પણ શસ્ત્ર હતું નહિ. આજે તેના ઉપર મ્હોતનું ચક્ર ફરી રહ્યું હતું એની તેને ખબર હતી નહી. ઉતાવળે પગલે તે શિવાલયે જઈ પહોંચ્યો. મહાદેવની સ્તુતિ કરીને પછી તે પાછો ફર્યો.

સો એક કદમ પાછો ફરતાં તેના તરફ ગજબસિંહ તટી પડયો. પણ અજબસિંહ અસાવધ ન રહ્યો. જેવો ગજબસિંહે વૃક્ષના ઓથેથી બહાર નિકળીને અજબસિંહ તરફ ધસારો કર્યો કે અજબસિંહ ચેતી ગયો ગજબસિંહને તેણે ઓળખ્યો, સંસારમાં ક્રુર અને રાક્ષસ જેવા માણસો પડયા હોય છે, તેવો ખ્યાલ તેને આ વખતેજ આવ્યો, ગજબસિંહે તલવાર ઉગામી પણ તે અજબ-

સિંહે પોતાના શરીર પર પડવા દીધી નહિ, ઉછળીને તેણે ગજબસિંહનો તલવારવાળો ઉગામેલો હાથ પકડી લીધો ગજબસિંહે પોતાનો હાથ છોડાવવા ઘણો પ્રયાસ કર્યો, પરંતુ અજબસિંહ એમ ખાધો જાય એમ ન હતો, જોર કરીને અજબસિંહને શત્રુના હાથમાંથી તલવાર ખુચવી લીધી.

તલવાર ગયા પછી ગજબસિંહની મુખ મુદ્રા અત્યંત દયાજનક બની ગઇ. તેને લાગ્યું કે હવે અજબસિંહને પોતાને જીવતો છોડશે નહિ. પરન્તુ અજબસિંહ ઉદાર હતો, દુષ્ટાશયી માણસને પણ છેદન ભેદન કરવા જેટલી તેનામાં નિર્દયતા ન હોય એ સ્વભાવીક છે. પણ ગજબસિંહે દીનતા ભર્યા અવાજે માફી માગતાં હાથ જોડી દીધા.

" મને માફ કરશો, અજબસિંહ! મેં ભૂલથી આ પગલું લીધું હતું" અજબસિંહે તિરસ્કાર ભરી દૃષ્ટિ ફેંકીને ચાલવા માંડયું. ગજબસિંહ મ્હોં છુપાવતો બજાર રસ્તે થઇને પોતાના ઘેર આવી પહોંચ્યો, ઘેર આવતાં પાછો તેનો સ્વભાવ પ્રકાશ્યો.

"શું! એ હરામખોર જીવતો રહેશે? મારી તારાને તે પોતાની બનાવશે? શું આ ગજબસિંહ ખુળ ફાકતોજ રહેશે? નહિ, કદી નહી. તારા કુંવરીને મારી કર્યા વિના હું જપવાનો નથીજ! " આ પ્રમાણે બોલીને તેણે વિચાર કરવા માંડયા. અંતે તેને એક વિચાર જડી આવ્યો.

" અજબસિંહના નામની તારા કુંવરીને ચિઠ્ઠી લખવી. ને તેમાં તારાને રાત્રે આઠ વાગે ગામ બહારના શિવાલયે આવવા લખવું. આથી તે ગમે તેમ કરીને પણ ત્યાં આવશે ને પછી ?--હા! પછી તેને ઉપાડીને દુર દુર ઉપડી જવું. " અહા. શયતાનના વિચારો, અધમના આદર્શો કેવા દુષ્ટ હોય છે!

બીજે દીવસે સવારે તેણે એક ચિઠી લખી નાખી. તે ચિઠીમાં તેણે નીચે પ્રમાણે લખ્યું હતું.

" વ્હાલી તારા !

ઘણા દિવસથી આપણે મળી શકયા નથી એ માટે હું દુઃખી છું. આજ રાત્રે તું આવજે કયાં આવીશ ? ગામ બહારના શિવાલયે આવજે. આઠ વાગે હું ત્યાં આવીશને તું જરૂર મને ત્યાં મળજે. તારા મુખચંદ્રના દર્શન કરવાની મને અત્યંત આતુરતા છે.

જનાનામાંથી ગમે તેમ કરીને પણ તારે આવી પહોંચવું. એજ.

લી. તારો અજબસિંહ.

પત્ર વાંચીને તેણે મુખ મલકાવ્યું. પછી પત્રને પરબીડીયામાં પેક કર્યો. તે પત્ર તારાને પહોંચાડવા માટે તેણે પોતાની વૃદ્ધ દાસીને પસંદ કરી. એ વૃદ્ધા અત્યંત ચાલાક હોવાની તેને ખાત્રી હતી. એ વૃદ્ધા દાસીને ગજબસિંહે કહ્યું;

"આ પત્ર તારા કુંવરીને રાજમાં ગુપ્ત રીતે આપી આવવાનો છે."

દાસીએ તે પતીત પત્ર હાથમાં લીધો ને રાજમહેલ તરફ જવા નિકળી.

આ દાસી ઘણી વખત રાજમાં જતી આવતી હોવાથી તેના માટે રાજના કોઇ પણ માણસો શંકા ઉઠાવે તેમ હતું નહિ. તેમ પહેરેગીરો પણ તેને રોકે એમ હતું નહિ. એટલે તે સરળપણે રાજમહેલના અંતર્ભાગમાં આવી શકી. એ વખતે તારા કુંવરી સ્નાન કરતી હતી. ગજબ-સિંહની દાસી હોજના કાંચનસમા નિર્મળવારિમાં જળ-ક્રીડા કરતી તારાની પાસે ગઈને હોજના કિનારે ઉભી રહી.

તારાએ વૃદ્ધને જોતાંજ બોલી.

"આવો દાણી બા! આજે ઘણાં દિવસે મ્હોં બતાવ્યું!" તે દાસીનું નામ દાણી હતું. તે વૃદ્ધ હોઇ તારા તેને બા કહેતી હતી.

"તમારૂં જરા કામ છે." દાણી બોલી.

"મારૂં?" તારા બોલી.

"હા." દાણીએ હસીને કહ્યું.

તારાએ સ્નાન વિધિ પૂર્ણ કરી. કપડા પહેરી લીધા પછી બોલી.

"કહો, શું કામ છે?"

"તમારા રૂમમાં આવો, પછી કહું !" દાણી બોલી ને પછી તે તારાની સાથે ચાલવા લાગી.

બન્ને એક રૂમમાં આવ્યા. તારા બોલી.

"કહો."

"આ પત્ર તમને આપવા આવી છું !" એમ કહી દાણીએ છુપાવેલો પત્ર બહાર કાઢયો ને તારાના હાથમાં મૂકયો.

તારાએ પત્ર હાથમાં લીધો ને તે બોલી.

"કોણે આપ્યો છે ?"

"પત્ર વાંચો એટલે ખબર પડશે !" દાણીએ ચાલાકી પૂર્વક ઉત્તર આવ્યું. કારણકે ગજબસિંહે એવી સૂચના કરી ન હતી કે આ પત્ર અજબસિંહે આપ્યો છે એમજ તારાને કહેવું. તો પણ દાણી દાસી ચતુરને ચાલાક હતી તેથી તેણે મોંઘમ ઉત્તર આપ્યું. તારા પત્ર વાંચવાની તૈયારી કરવા લાગી એ જોઇ દાણીએ જાણ્યું કે હવે ચાલ્યું જવું જોઇએ તેથી તે બોલી.

"બેસો, તારા બા ! હવે હું જઇશ !"

"બસ !" તારા બોલી.

"હા." કહી દાણી ચાલી ગઇ ને તારા આનંદીત વદને તે પત્ર ફોડીને વાંચવા લાગી.

તારાએ પત્ર વાંચ્યો, ને તેના આનંદનો પાર રહ્યો નહિ. અજબસિંહના વદનનું દર્શન કરવાની આતુરતા આજે રાત્રે તૃપ્ત થશે એમ તેને લાગ્યું. ગમે તેમ યુક્તિ લડાવીને પણ પ્રિયના પત્રમાં જણાવેલા સ્થાને ટાઈમસર ઉપસ્થિત થવુંજ એવો તેણે નિશ્ચય કર્યો.

આખો દિવસ તેણે અવર્ણનીય આનંદમાં પસાર કર્યો. જ્યારે સંધ્યા થઇ; ત્યારે તે વિચારમાં પડી કે હવે બહાર નિકળવું શી રીતે?

જો કે અંગત સ્રી સ્વજનોમાં વિજ્યા સિવાય તેને કોઈ હતું નહિ. તેની માતા થોડા દિવસ થયાજ મૃત્યુપામી ગઈ હતી. એટલે તેને અટકાવનારૂં કે તેને જતી જોઈ જનારૂં કોઈ પણ હોય તો તેની એક વિશ્વાસુ ખાસ દાસી જ માત્ર હતી. તેથી તેણે દાસીને યોગ્ય ઇનામ આપી દીધું. પછી તેણે કપડામાં પોતાની નવજાત સમાન સુકોમળ ને સુંદર દેહલતાને છુપાવી રાત્રિના આઠવાગવાની તે આતુર નેત્રે રાહ જોઈ રહી.

પહેરેગીરો ઓળખે નહિ એટલા માટે તેણે નવીનજ પોષાક પહેર્યો હતો. ને મુખ, સાડીના પડદા નીચે છુપાવી બહાર નિકળી જવાનું તેણે ધાર્યું હતું.

બરાબર પોણા આઠનો અમલ થયો. શિવાલય સુધી પહોંચતાં પા કલાક વ્યતીત થઇ જાય એમ હતું તેથી તે મહાલય બહાર નિકળવા તૈયાર થઇ. પણ હજી તે તેના

રૂમ બહાર પાંચ સાત પગલા મુકી શકી ત્યાં તેને કોઈએ રોકીને પૂછયું.

"તારા! ક્યાં જાય છે?"

પોતાને રોકનારને પૂછનારનું મ્હોં તારાએ જોયું. તે બોલી શકી નહિ.

"તારા! ખબરદાર બહાર જતી નહિ! અજબસિંહને મળવાની આશામાં તમે જાઓ છો, પણ એ ગજબસિંહનું કાવત્રું છે. ચીઠી ગજબસિંહે તમને ફસાવવા માટે લખી છે."

"હેં!" "હા." તારા ભગ્ન હૃદયે પોતાના રૂમમાં આવી તેને ચેતાવનાર તેની બ્હેન વિજયા હતી. વિજયાએ એ ભેદ ક્યાંથી જાણ્યો હશે?

---

## પ્રકરણ દશમું.

### "પ્રેમની પ્રબળતા વિશેષ હતી."

---

પ્રિય વાંચક! વિજયા, ગજબસિંહના કાવત્રાને કેવી રીતે કળી ગઈ હતી, કે જેથી તે પોતાની બ્હેનને શયતાનના સપાટામાં સપડાતી અટકાવી શકી, તે જાણવું હોયતો તૈયાર રહો.

વિજયા, પોતાના પ્રિય ગજબસિંહને ઘણો વખત

થવા મળી ન હતી, તેથી કંઈ દીવ્ય લાગણીથી ખેંચાઇને તે પોતાના પ્રિયને મળવા ગઈ હતી. જ્યારે ગજબસિંહે તારાને સપડાવવા માટે અજબસિંહના નામની ચિઠી લખવાના નિશ્ચય ભૂત ઉદ્દગાર કાઢયા હતા, ત્યારે વિજયા તેનાજ ઓરડામાં લપાઇ ચૂકી હતી જેથી ઉદ્દગાર બરાબર સાંભળી શકી હતી. ગજબસિંહના ઓરડામાં ઘણી વસ્તુઓ હતી. તેજ ખુરશી પર બેસીને ઉદ્દગાર કાઢી રહ્યો હતો, તે ખુરશીની પાછળ એક કબાટ હતો ને તેની પાછળ વિજયા છુપી રીતે પ્રવેશીને પછી લપાઈ રહી હતી. ગજબસિંહ પોતાની વિચાર નિદ્રામાં તે જોઈ શકયો ન હતો. તે જ્યારે તે ઉદ્દગાર બંધ કરીને ચિઠ્ઠી લખવામાં રોકાયો કે વિજયા કબાટ પાછળથી નિકળી ધીમે રહીને બહાર નિકળી ગઇ હતી. ને કોઈ ન જાણે તેવી રીતે રાજમહાલમાં આવી ગઇ હતી.

પરંતુ ગજબસિંહની ચિઠી તારાને મળે છે કે નહિ, તે માટે છુપી રીતે તારા પાછળજ ફરતી હતી. જ્યારે સ્નાન કરતી તારા પાળે ગજબસિંહની દાસી આવી ત્યારે વિજયાએ તેને જોઈ લીધી હતી; ને બન્ને તારાના રૂપમાં ગઈ એટલે તે છુપી રીતે એ રૂપની બહાર ઊભી રહી હતી ને દાસી દાસીએ તારાને એક પત્ર આપ્યો તેવું તે સમજી શકી હતી.

પણ તારા ગજબસિંહની ચિઠીને અજબસિંહની ચિઠી માનીને શિવાલયે જવા નિકળે નહિ તે જોવાની તેને

ઇચ્છા ઉદ્દભવીને તે વખતેજ તારાને રોકવી એવો તેણે નીશ્ચય કર્યો.

પછી તારાને ઠાઠ માઠ સાથે મહાલય બહાર છુપી રીતે બહાર નિકળી જવાની આતુરતામાં જતી જોઇને તેણે અટકાવી હતી. આટલા ખુલાસાથી વાંચકો હવે સ્પષ્ટ રીતે સ્હમજી શક્યા હશે.

વિજયા તારાને રોકીને પોતાના રૂપમાં ચાલી ગઈ. રૂમમાં આવીને તે પથારીમાં પડીને પોતાના પ્રિયના રાક્ષસી સ્વભાવ પર વિચાર કરી રહી. તેનો પ્રેમ મોહાંશી ન હતો એટલે એવા રાક્ષસી સ્વભાવવાળાને પણ તે તિરસ્કારી શકી નહિ. રાક્ષસ હોય કે ગમે તેવા હોય તો પણ તે કુદરતી પ્રેરણાથી તેને દેવથી વધારે પૂજનીય ગણવા લાગી. ને તેનાજ ચરણમાં પોતાનું જીવન સમર્પવામાં તે પોતાના જીવનતે અહો ભાગ્ય લખવા લાગી. ગજબસિંહ તારાને ચાહે છે એવું જાણવા છતાં વિજયા તેના પ્રેમમાંથી ચળી નહિ. જેને તે પોતાનો પ્રિય માની ચૂકી છે તે, તેને તિરસ્કારી કહાડે છે એ વિચારે તેને સ્હેજ દુઃખાનુભવ થયો; પરંતુ ધીમે ધીમે પણ પોતાની ઉપર ગજબસિંહનો પ્રેમ પ્રાપ્ત કરી શકશે એમ માની રહી. તિરસ્કાર કરના-રના જીવનને તે પોતાનો અધિષ્ઠાતા સ્વીકારી ચૂકી હતી; એટલે પછી તે પ્રીય આત્મા ગમે તેવા કઠોર સ્વભાવનો

હોય તો પણ તેને છોડી શકાય નહિ,—અને દીલ દીધું તે બીજાને આપી શકાયજ નહિ એવો તેનો મંત્ર થઈ પડયો. ને તારા અને ગજબસિંહ પ્રેમ માટે તેને માન વછુટયું. પોતાનો પિતા આવા એકમેકને ચાહતા આત્માને શામાટે લગ્ન ગાંઠથી જોડી દેતા નથી એ માટે તેને કશી કલ્પના આવી શકી નહિ. દૈવેએ વથી યુગલને દેવો પણ સત્કારે એટલે સુધી તે માની ચુકી. ગજબસિંહ જો પોતાને અંતઃકરણ પૂર્વક ચાહે તો પોતાનું યુગલપણ એવુંજ 'આદર્શ' બને એમ વિચારતાં, પ્રિય આત્માના તિરસ્કારથી તેને સ્હેજ લાગી આવ્યું !

ત્યાર પછી ઘણી વખત વિજયા ગુપ્ત રીતે ગજબસિંહને મળતી હતી, ને પોતાને ચાહ વાતે ખોળા પાથર્યા કરતી હતી; પરંતુ ગજબસિહ તારાને મૂકીને બીજાની સાથે પ્રેમમાં પડવાનો ઇન્કારજ કરતો હતો. વિજયા આથી ઘણાંજ કષ્ટનો અનુભવ કરતી હતી. પરંતુ તેનો પ્રેમ એવો પ્રબળ હતો કે એ કષ્ટમાં તેનો પ્રેમ જેવોને તેવોજ ફુળ ફુળી રહેતો હતો.

ગજબસિંહ જેવા દુષ્ટ મનુષ્ય પ્રતિ વિજયા જેવી સુકોમળ ભોળી બાળા શા માટે આટલી આકર્ષાઈ હતી તેનું કારણ કોઇના જાણુવામાં નથી. એકાદ રસિક આત્માના ચરણે વીંઝ્યા જેવી રાજકુમારી પોતાનું જીવન અર્પત, તો

તેનો ઘણુંજ માન પૂર્વક સત્કાર થાત. પરંતુ ગજબસિંહને વિજયાની ગણત્રી ન હતી તેનું લક્ષ્ય એક તારા કુંવરીજ હતી. કોઇપણ ઉપાયે તારાને ' પોતાની ' બનાવવા તે ચાહતો હતો.

ઘણી વખત તે તારાને ગુપ્ત વેશમાં રાજમહાલમમાં ઘુસીને મળવાના સાહસનો વિચાર કરતો હતો પરંતુ સાહસ કરવામાં જાનનાં જોખમ તેણે જોવા. પછી તે અનેકાનેક યુક્તિઓ શોધવા લાગ્યો પરંતુ એક પણ યુક્તિ તેને જડી નહિ કે યુક્તિ દ્વારા પોતાની બનાવી શકે.

અજબસિંહની પોતાના શત્રુ ગજબસિંહની દુષ્ટ મનોવૃત્તિ કળી ગયો હતો તેથી તે અત્યંત સાવધ રહેવા લાગ્યો હતો. તારા કુંવરી કયારે પોતાની પત્નિ થાય એ જોવા માટે તેની આતુરતા ઘણી તીવ્ર બની જતી હતી.

પણ શામાટે મહારાજા હજીયે પણ અજબસિંહને તારાનો હાથ સોંપી આપતા નથી ?

તારા કેટલીયે વખત તે માટે પોતાના પિતાને પૂછવાના વિચાર પર આવી જતી; પરંતુ એમ કરવામાં તેણે અસભ્યતા જોઇને તેથી પ્રિયના વિરહ તાપમાં તે સેકાવા લાગી હતી !

આ પ્રમાણે વિજયા ગજબસિંહના વિરહમાં—પ્રિયના તિરસ્કારમાં દુઃખી હતી, ને તારા પણ પોતાના પ્રિયના વિરહમાં દુઃખી હતી.અજબસિંહ પોતાની પ્રેમીકાના વિરહમાં

બળતો હતો, જ્યારે ગજબસિંહ તારાને શી રીતે તાબે કરવી એ યુક્તિઓની શોધમાં પોતાની સઘળી બુદ્ધિને ખર્ચી નાખતો હતો.

તે નોકરી પર પણ બરાબર જતો નહિ. કેટલીયે વખત કચેરીમા પણ તે ગેર હાજર રહેતો. પોતાને જીવીત દાન આપનાર વ્યક્તિનું એટલું બેદરકારપણું મહારાજા ચલાવી લેતા હતા. પણ પોતાની ઉદારતાને ગજબસિંહ કેવો ઉપયોગ કરે છે તેની તેને ખબર હતી નહિ. પોતાની પુત્રી પાછળ તે કાળો કેર વરસાવવા તૈયાર થાય એટલી હદે તે ' દીવાનો બની ગયો છે તેની ખબર એ, ગજબસિંહના ઉપકાર ભાર તળે દબાયલા મહારાજાને કયાં હતી ?

ઘણી વખત વિજયા ગજબસિંહને મળી હતી ને પોતાને ચાહવા માટે પ્રાર્થના કરી ચુકી હતી; પરંતુ ગજબસિંહે તેના સામી સ્નેહની માત્ર દૃષ્ટિથી પણ અત્યાર સુધી જોયું હતું. તો પણ વિજયા એક વખત ગજબસિંહ પાસે ફરીને ગઇ. આવી રીતે પોતાના પ્રિયને મળવા જવામાં કેટલું જોખમ હતું તે તેનાથી અજાણ્યું ન હતું ; પરંતુ તેનો પ્રબળ પ્રેમથી એવા જોખમ ઘણાંજ ગૌણ બની જતા હતા. જ્યારે તે ગજબસિંહને મળી તે વખતે પણ ગજબસિંહ તારાને મેળવવાની યુક્તિમાંજ ધ્યાન પરોવી રહ્યો હતો.વિજયાએ વિનયપૂર્વક પોતાને ચાહવાને પોતાનું "જીવન" સહાને

માટે સ્વામિ બનવા માટે ઘણીએ વિનતિ કરીને જો પોતાને આ વખતે નિરાશા આપશે તો પોતે આપઘાત કરશે ને એક ઉછરતા—આશાવંતા કન્યા કુસુમને અકાળે કરમાવી-નાખવાનું પાપ લાગશે તેમ પણ કહ્યું; છતાં ગજબસિંહે તેને તિરસ્કારી કહાડીને વધુમાં જણાવ્યું કે હવે આજ પછી કોઈ દિવસ મને મળવા આવીશ તો જાનથી મારી જઈશ."

પ્રિયના કઠોર હૃદય ઉપર તેને ક્ષણિક તિરસ્કાર આવ્યો. પણ તેની અસર કાંઇ ખરાબ થઇ નહિ. પ્રેમની પ્રબળતા વિશેષ હતી

## પ્રકરણ અગિયારમું.

### એ કોણ !

બપોરનો સમય હતો. પ્રભાકર પ્રખર તેજથી તપી રહ્યા હતા. પૃથ્વી ધગધગતી થઇ હતી. પવનની ગતિ મંદ હોઇ ઉકળાટનું જોર વિશેષ પ્રમાણમાં હતું. વિજયા બપોરનું ભોજન લઇને ઉકળાટથી પાસેની પથારીમાં પડી હતી. પંખા વડે તે પવન નાખી રહી હતી તેણે એક સાળુજ પહેર્યો હતો, તથાપિ પ્રસ્વેદથી તે ઝેબઝેબ થઇ ગયો હતો. તેના કપાળ પ્રદેશમાં પ્રસ્વેદબિંદુઓ બાઝયા હતા; ને તે સાચા મોતીની ભ્રાંતિ કરાવી રહ્યા હતા

તે પથારીમાં આળોટી રહી હતી. તેની દૃષ્ટિ સમક્ષ ગજબસિંહની અરાસકતાની મૂર્તિ ખડી થઇ હતી, પવન ખાવાનો વ્યવહાર બંધ કરીને તે જાણે મ્હોટા વિચારમાં પડી હોય તેમ તે ગંભીર બની ગઈ. તેના વદન ઉપર સરળતાને બદલે ગાંભીર્ય તરી આવ્યું. ગજબસિંહનો તિરસ્કાર તેને ચાલી રહ્યો. કોઈપણ રીતે ગજબસિંહ પોતાને ચાહવાના નથી એમ તેણે કલ્પ્યું. એ કલ્પનાની સાથે એ પણ વિચાર સ્ફુરી આવ્યો કે 'તો પછી જીવવું શામાટે ?'

તેની દૃષ્ટિમાં એક ગજબસિંહજ હતો. ગજબસિંહનેજ તે માનસિક રીતે પતિ તરીકે સ્વીકારી ચૂકી હતી. આટલી પ્રેમાળ વિજયાને તિરસ્કારી કહાડી તેને દુઃખોદધિમાં ડૂબાડનાર ગજબસિંહની નિર્દયતા–નઠોરતા વિષે શું કહેવું? ખરેખર ! વિજયાના દુઃખનો પાર ન હતો. અતિશય ઉકળાટના ત્રાસમાં તેણે પ્રિયના તિરસ્કારની સ્મૃતિથી વિશેષ દુઃખ દેખાઈ આવ્યું ને તે આકુળ વ્યાકુળ બની ગઇ. ઘણાં દુઃખ કરતાંઆ એકજ દુઃખ કે જેને તે પોતાનો પતિ માની ચૂકી હતી તે પોતાને લેશ પણ ચાહતો નથી એ દુઃખ તેને અસહ્ય થઈ પડયું.ખ જરની તીવ્ર અણી પોતાની છાતીમાં ભોંકવાની તેને મરજી થઇ આવી. તેની ઉન્માદ દશા વધારે પ્રબળ થવી ચાલી.

થોડીવારે તેના રૂમમાં એક વૃદ્ધ સ્ત્રીએ પ્રવેશ કર્યો ને

પોતાની સ્થીતિમાંથી કંઇક ચળાયમાન થઇ તે ઉભી થઇ ગઇને આવનાર સ્ત્રીને માન આપતાં બોલી:

" આવો, દાણીબા ! બેસો!! "

એ આવનાર સ્ત્રી ગજબસિંહની દાસી દાણી હતી. વિજયાએ તેને બેસવાનો વિવેક દર્શાવ્યો; પરંતું દાણીતો ઉભીજ રહીને બોલી.

" આ પત્ર લ્યો તે ગજબસિંહે આપ્યો છે. "

ગજબસિંહનું નામ સાંભળતાં વિજયા ગુપ્ત રીતે હસી રહી. પોતાના પ્રિયના પત્રને વાંચવા તે અધિર બની. દાણીના ગયા પછી તેણે તે પત્ર વાંચ્યો ને પત્રમાં નિચે મુજબના લખાણનો સમાવેશ હતો.

" વ્હાલી વિજયા !

" તું મને અંત:કરણ પૂર્વક ચાહે છે કે કેમ એ જાણવા માટે મેં આજ સુધી તને તિરસ્કારી હતી. હું તને તિરસ્કારૂં ને તું મારા પ્રેમમાંથી ચળે છે કે કેમ. મને છોડીને બીજાને ચાહે કે કેમ ? તે જાણવા માટેજ હું તને તિરસ્કારતો હતો; વાસ્તવિક તો હું તને ચાહવા માટે મારી જાતને શિખામણ આપતો હતો એક મહારાજાની રાજકુંવરી, ને તે વળી સૌન્દર્ય સંપન્ન, તેને હું ન ચાહું એ બન્નેજ કેમ ? શું હું યોગીછું કે દુનિયાથી ઉદાશીન રહું ? તારા જેવી લલિત લલનાની સાથે લગ્ન કરવાની મારી આતુર

તા છે. આ પત્રથી હું તને જણાવું છું કે મેં તારી કસોટી કરી લીધી છે. મારી કસોટીમાં તું ઉત્તીર્ણ થઇ ચૂકી છે તારો મારા પ્રતિનો પ્રેમ ઘણોજ સજ્જડ છે, ને એ પ્રેમ જીંદગી પર્યંત તૂટવાનો નથી એવી મારી ખાત્રી થતાં આપત્ર લખવાની મને ફરજ પડી છે તે એ જણાવવાના ઉદેશે કે હું આજથી તને ચાહું છું-જીગરના ઉંડાણમાંથી હું તને આ લખી રહ્યો છું-કે હું તને અંતઃકરણ પૂર્વક ચાહું છું. તારા જેવા અમુલ્ય સુંદરી રત્નને 'મારૂં' કરવાની હવે મને તાલાવેલી લાગી છે.

હવે હું તને મળવાને તારા મીઠા અમીઝરતા શબ્દો સાંભળવા અત્યંત ઉત્સુક બન્યો છું. તારા સૌન્દર્યનું પાન કરવાની મને તૃષા જાગી છે. માટે તું આ પત્ર વાંચી આજ સાંજે ગામબહારના શિવાલયે આવજે. ત્યાંજ હું તારી રાહ જોતો બેસી રહીશ. મને આશા છે કે તું મને નિરાશ નહિજ કરે.

લી. તારો ગજબસિંહ

આ પત્ર વિજ્યાને અત્યંત આનંદનો વિષય થઈ પડે એમાં શી નવાઇ? 'વ્હાલીવિજ્યા!' નું સંબોધન વાંચતાં તેના રોમાંચ ખડાં થઇ ગયા હતા જે વ્યક્તિ તરફ તે અવર્ણનીય સ્નેહ વર્ષાવી રહી હતી. તે વ્યક્તિ પોતાને ચાહતી નહોયાના કારણ વિજ્યા આપઘાત કરવાના વિચારને સેવી રહી હતી, ત્યાં આવો પત્ર મળ્યોએ જોઈને તેનું હૈયું હર્ષના હીંચકે હીંચી રહ્યું.

તેણે પત્ર બે ત્રણવાર વાંચ્યોને છાતી સાથે ચાંપતાં વિજયાના અંતઃકરણમાં આનંદનો ફુવારો છુટયો. તેનું સઘળું દુઃખ ચાલ્યું ગયું! ગ્લાનિ, શોકના સ્થાને આનંદ આનંદજ પથરાઇ રહ્યો. તેના હોઠ જાણે અજાણે હસી ઉઠયા. તેની આંખોમાંથી અણુદીઠ તેજ ઉભરાતું ચાલ્યું.

પોતાના પ્રિયને મળવાને તે એટલી બધી આતુર બની ગઇ કે સુર્યનારાયણને પોતાની લીલા સમાવી લઈ અદ્રશ્ય થઈ જવાનું કહેવા લાગી.

આખરે સાંજપડી.કર્તવ્યપરાયણ દિનકર અસ્ત પામવાની અણીપર આવી ગયો. પશ્ચિમાકાશ રક્ત વર્ણ બની ગયું. વિજ્યા ગુપ્ત રીતે મહાલય બહાર નિકળી પડી આજે દરરોજના કરતાં તેણે સુંદર વસ્રો પહેર્યા હતા. અલંકારો પણ ચળકતા જે આકર્ષક થઈ પડે એવા પહેરી લીધા હતા. વાળમાં સુગંધીદાર તેલ નાખીને તે સુંદર રીતે ઓળવામાં આવ્યા હતા આજની તેની સુંદરતા ઓરજ ભભુકી નિકળી હતી. જે પોતને તિરસ્કારતો હતો તે પોતાને હવે ચાહશે એ વિચારે તેના વદનને હસતું બનાવી દીધું હતું, પ્રિયના મુખથી 'વ્હાલી'નો ટહુકો સાંભળવા માટે તેના કર્ણો ઉત્કંઠિત બની ગયા હતા,

તે ગામ બહારના શિવાલયે ચાવી પહોંચી, શિવાલયમાં કોઈ હતું નહિ! પુજારી દીપક પ્રકટાવીને હમણાંજ

ચાહયો ગયો હતો સિવાય બીજું ત્યાં કોઇ આવતું નહિ એવી વિજયાને ખબર હતી. તેથી તે શિવાલયમાં જઈને મહાદેવની સ્તુતિ ઉચ્ચારી તેણે માન્યું રે સ્તુતિ કરી રહીશ ત્યાં ગજબસિંહ આવી પહોંચશે,

"મહાદેવ! ભોળાનાથ! આ દીન બાળકીની આશા જવલંત બનાવજો મારા પ્રિય ગજબસિંહે આજ મને પ્રેમ પૂર્વક બોલાવી છે એ હું આપનીજ કૃપા માનું છું. ને તે મારા પ્રિય સદાકાળ મને ચાહે ને અમારૂં યુગલ બંધાય એટલી અમી દ્રષ્ટિ વર્ષાવજો એવી મારી દીન પ્રાર્થના છે તમે ભોળાછો આશ્રિતોનો ઉદ્ધાર કરોછો હું આપની આશ્રિતાછું રંકછું જગતની ભોળી કન્યાછું મારૂં જીવન જવલંત બને એવી મને મહત્વાકાંક્ષા છે મારી એ મહત્વાકાંક્ષાપાર પાડશો હે! ત્રિપુર મારે આપનું રક્ષણ છે મારા પ્રિયને સદાકા । સન્મતિ આપજો "

તે આ પ્રમાણે પ્રાર્થના કરી ને શિવાલય બહાર પરસાળ માં આવી. રસ્તાપર તેણે દ્રષ્ટિ ફેંકી; પરંતુ હજી ગજબસિંહ આવતો જણાયો નહિ એટલે તેની આતુરતા તીવ્ર બની. " ગજબસિંહ ! ગજબસિંહ ! " એ નામનો જાપ એની જીંહ્વા પર થવા લાગ્યો. હમણાં આવશે' એમ તે હૃદયને કહી રહી હતી. પ્રિયતમ આજે પોતાને વ્હાલ પૂર્વક બોલાવશે ને હું તેમની છાતી સાથે જોડાઈ જઇ

તેમના ઓષ્ઠોને ચુસી લઇશ એવા તરંગમાં તે હસતી ડોલતી હતી, પરંતુ ત્યાં— ગજબ! ગજબ!

એકા એક તેની ગરદન પર તલ્વારનો ઘા પડયો ! એ ઘા મ્હોતનો હતો. વિજયા ધબ્ દઇને પરશાળ પરથી નીચે પડી ગઈ. પડતાંજ તેનો અમૃતમય આત્મા હવામાં ભળી ગયો ! બીજા શબ્દોમાં કહીએ તો એક કન્યા કુસુમ અકાળે ચગદાઈ ગયું !

વિજયા જેવી સુંદર કન્યકાની કોમળ ગરદન પર તલ્વારનો તીવ્ર ઘા-કરનાર એ નિર્દય કોણ હતો ?

## પ્રકરણ બારમું.

### અધમાંધ.

ગજબસિંહે ગજબ કરવાનો નિશ્ચય કર્યો. તારા કુંવરી સહજમાં મળવાની નથી એમ તેને લાગ્યું. તેણે પોતાના ખાસ રક્ષક બે સિપાઈઓને બોલાવ્યા; ને કહ્યું.

"તમારા બેમાંથી એક જણે મારૂં કામ કરવાનું છે."

"અમે આપનું કામ ગમે તેવું હશે તો પણ કરવા તૈયાર છીએ અમારા જાન આપનાજ માટે છે!" બન્ને સિપાઇઓએ વિનય પૂર્વક ઉત્તર આપ્યું"

"નહિ. એ જણાનું કામ નથી, રસુલ! મારૂં કામ હું તને સોંપવા માગુ છું!" ગજબસિંહ બોલ્યો.

તે બેમાં એકનું નામ રસુલ હતું તે આ સાંભળીને બોલ્યો.

"હજુર! કહો, હું આપનું કામ જાનના સોગે પણ બજાવીશ."

"જો સાંભળ! આજ સાંજે ગામ બહારના શિવાલય પર એક સ્ત્રી આવશે તેને તારે તલવારથી કાપી નાખવી." ગજબસિંહે આજ્ઞા આપી.

"એ સ્ત્રી કોણ છે?" રસુલે કંપતા અવાજે પ્રશ્ન કર્યો.

"રાજાની પુત્રી છે. સાંભળ! ચમક નહિ—તેને કાપી નાખીશ તો હું તને ઇનામ આપીશ." ગજબસિંહ બોલ્યો.

રસુલ ઇનામની લાલચે લેવાયો. ઇનામની લાલસામાં તે મહાપાતક વ્હોરવા તૈયાર થયો. જ્યારે રસુલે પોતાની આજ્ઞાનો સ્વીકાર કર્યો; ત્યારે ગજબસિંહે રસુલની પીઠ થાબડી ને પોતાના 'માલીક'ના મુખમાંથી 'શાબાશ' સાંભળતાં રસુલે પોતાને ધનભાગ્ય માન્યા.

પછી બન્ને સિપાઇઓને રજા આપીને તે વધુ વિચાર કરવા લાગ્યો.

"વિજયાનું ખુન થાય પછી? એ આરોપ અજબસિંહ ઉપર શી રીતે આવે?"

ક્ષણ–બે ક્ષણ મૌન રહ્યા પછી છે બોલ્યો.

“ હા. અજબસિંહને તારાના નામની ચિઠી લખશ ને તેને શિવાલય ઉપર સાંજે બોલાવવો એટલે અજબ-સિંહેજ વિજ્યાનું ખુન કર્યું એવી વાત બહાર આવશે. પરંતુ અજબસિંહેજ ખુન કર્યું એવી સાબીતી શી રીતે થઈ શકશે ?” વળી તે મૌન રહ્યો. એક તરંગ તેને આવ્યો ને તેણે તાલી પાડી. રસુલ આવ્યો ને આજ્ઞાની રાહ જોઇ રહ્યો.

અજબસિંહે તેને કહ્યું:

“ રસુલ ! એક બીજું કામ કરવું પડશે ! ને તે ઘણીજ કુશળતા પૂર્વક કરવાનું છે.”

“ એવું શું છે ? ” રસુલ બોલ્યો

“ જો અજબસિંના મકાનમાં તારે ગુપ્ત રીતે પ્રવેશ કરવાનો છે. “ ગજબસિંહ બોલ્યો

“ તે શા માટે ? ” રસુલે પ્રશ્ન કર્યો.

“ શામાટે ? રસુલ ! અજબસિંહની તલ્વાર ઉપાડી લાવવા માટે ! ” ગજબસિંહે વધારે જણાવ્યું.

“ અજબસિંહની તલ્વાર જોઇએ છે એમને ? ” રસુલ બોલ્યો

“ હા, રસુલ ! પણ ઘણીજ સાવચેતીથી એ કામ થવું જોઇએ. ” ગજબસિંહે સૂચના જણાવી.

" સારૂ, સાહેબ! અજબસિંહની તલવાર હું હમણાંજ લઈ આવુંછું, પછી ? " કહી રસુલ ઉતાવળે પગલે ત્યાંથી નિકળી ગયો.

અજબસિંહ હવે હર્ષમાં કુછળવા લાગ્યો તેણે રસુલના ગયા પછી બે ચિઠ્ઠી લખી. એક ચિઠ્ઠી અજબસિંહને તારાના નામની લખી, ને બીજી ચિઠ્ઠી પોતાના નામની વિજયાને લખી. વિજયાને લખેલી ચિઠ્ઠીમાં તેણે વિજયાને સાંજે શિવાલયે બોલાવી હતી. ને અજબસિંહની ચિઠ્ઠીમાં તેણે તારાના નામથી શું લખ્યું હતું; તે જ્યારે અજબસિંહના હાથમાં એ ચીઠી જશે ને વંચાશે ત્યારે ખબર પડશે.

અજબસિંહને તારાના નામની ચિઠી લખવામાં શું ઉદ્દેશ હતો તે પણ આગળ ઉપર જણાઈ આવશે.

ચિઠી લખી રહ્યા પછી તેણે પોતાની ખાસ માનીતી ચાણાક્ષ દાણી દાસીને બોલાવીને વિજયાને પોતાના નામની લખેલી ચિઠી આપવા માટે મોકલી. દાણી રાજ મહાલમાં આવીને વિજયા કુંવરીને એ ચિઠી આપી પાછી ફરી હતી તે આગળ ઉપર જણાવાઇ ગયું છે.

જ્યારે વિજયા દુઃખથી આપઘાત કરવાના વિચારમાં હતી, ત્યારે અજબસિંહની ચિઠી તેને મળીને, તે વાંચતાં તે અત્યંત આનંદમાં આવી ગઇ હતી. પરંતુ તેને કોઈએ

કહ્યું નહિ કે એ પત્ર તેના પ્રિયનો પ્રેમનો પત્ર નહિ કીન્તુ મ્હોતનો પયગામ હતો.

સાંજે તે હર્ષોનંદમાં હીંચતી હીંચતી શિવાલયે આવી એ વખતે તેના મનની ભાવના કેવી હતી તે કહેવા અમારી પાસે શબ્દો નથી. પરંતુ તેનીએ ભાવના ઉપર પાણી ફરી વળ્યું તે આપણે જોઇ ગયા. પરમાત્માની વિમળ વિશ્વવાટીકાનું એક ઉછરતું ગુલાબ ખીલ્યું—ન ખીલ્યું ત્યાંતો એક દુષ્ટની અધમતાની હોળીમાં સળગી ગયું એ વાંચીને વાંચકોની આંખોમાં આંસુ આવ્યાં હશે.

વિજ્યાની ગરદન છેદી નાખનાર, રસુલ હતો. જે તલ્વાર વડે તેણે વિજ્યાને છેદી નાખી તે તલ્વાર અજબસિંહની હતી. રસુલ જ્યારે અજબસિંહના ઘરમાં ચોરની માફક ગુપ્ત રીતે પ્રવેશી ગયો હતો, ત્યારે અજબસિંહ બહાર ગયો હતો ને ઘરનાં બીજા માણસો ઉંઘતા હતા તેથી રસુલ અજબસિંહની તલ્વાર ઉપાડી લાવ્યો હતો ને એ તલ્વાર સાથે રસુલ ઘાવકીને ગજબસિંહે શિવાલય ઉપર મોકલ્યો હતો. જ્યાં રસુલે પોતાનું ઘાતકી પણું પ્રકાશિક કર્યું. ઇનામ લાલચમાં તે પાપીએ એક કન્યા—મહારાજાની એક સુંદર કન્યાને સદાના માટે જહન્નમની ખાડીમાં સુવાડી દીધી!

અહો ! અધમ મનુષ્યોના ઓળા પૃથ્વીપટ ઉપર શા માટે પડતા હશે !

તારાના નામની લખેલી ચિઠી અજબસિંહને આપવા કોને મોકલવો ? એ વિચારમાં ગજબસિંહે એકાદ કલાક વીતાવ્યો. પછી તેણે તે કામ માટે દાણી દાસીનેજ પસંદ કરી. દાણીને બોલાવીને તે ચિઠી આપતાં ગજબસિંહે સૂચના આપી.

" દાણી ! આ પત્ર અજબસિંહને આપવા જવાનું છે. જેવી રીતે વિજ્યાને તું પત્ર આપી આવી તેવી રીતેજ અજબસિંહને આપી આવ. પણ તારે પત્ર આપતા વખતે એટલું કહેવાનું છે કે આ પત્ર તારા કુંવરીને આપ્યો છે હું તારા કુંવરીની વિશ્વાસુ દાસી છું. "

" બહુ સારૂ " વૃદ્ધ મ્હોડામાંથીએ શબ્દો નીકળ્યાને પછી તે અજબસિંહના મકાન તરફ ઉપડી. પોતાના માલીક આજે આશી ખટપટ કરી રહ્યા છે તેની તેને કલ્પના આવી શકી નહિ. અજબસિંહના મકાનમાં તે આવી એ વખતે

અજબસિંહ બહાર ગયો હતો. તેની આવવાની રાહ જોતી તે તેના ઘરની બીજી વ્યક્તિઓ સાથે વાત કરતી બેઠી. થોડી વારે અજબસિંહ ઘરમાં આવ્યો ને સીધો પોતાના રૂમમાં આવ્યો. તેણે કપડાં ઉતાર્યાં ત્યાં દાણી આવીને ગજબસિંહનો આપેલો પત્ર તેણે અજબસિંહના હાથમાં મૂકયો. સાથે સાથે ગજબસિંહની સૂચના પ્રમાણે બોલવાનું ભુલી નહિ.

દાસી પત્ર આપી ચાલી ગઇ. અજબસિંહે :તારાના પત્રને હૃદય સાથે ચાંપ્યો. પછી હોઠો વડે ચૂમ્યો બાદ તે વાંચવા લાગ્યો.

" વ્હાલા !

" આપના દર્શન વિના હું આકુળ વ્યાકુળ છું. આપણી છુપી મુલાકાત થવી જોઇએ. માટે હું વિનય પૂર્વક લખું છું કે ગામ બહારના શિવાલયે રાત્રે આઠ વાગે તમારે આવવું. એ વખતે ત્યાં આવીશ આપણાં પ્રત્યક્ષ મિલનની હવે જરૂર છે. તમારા વિરહમાં હું લેવાતી જઉં છું ! આપણું આત્મૈક્ય તો થઇ ગયું છે; પરન્તુ લગ્નની ગાંઠથી જોડાવામાં વિલંબ થતો જોઈ મારૂં કાળજું દરરોજ કપાતું જાય છે !

મારા પિતા શા માટે હજી આપણને પરણાવતા નથી એ કાંઇ સમજી શકાતું નથી પણ લયારે ત્યારે આપણે દંપતી જીવનના લહાવા લેવા ભાગ્યશાળી થઈશું એવી મને ખાત્રી છે.

આપ જરૂર આજે આપેલા ટાઇમ સર પધારશો. દાસી આપના મુખ દર્શનની તીવ્ર ઉત્કંઠિત છે. એજ લી. તમારી તારા.

પત્ર વાંચીને અજબસિંહ આનંદ પામે એ બનવા જોગ હતું. જેવી રીતે ગજબસિંહના પત્રથી વિજયાને આ-

નંદ ઉપજ્યો હતો તેવી રીતે તારાના નામના કૃત્રિમ પત્ર-થી અજબસિંહને આનંદનો અનુભવ થયો. પરન્તુ તેને ક્યાં ખબર હતી કે એ પત્ર પોતાના માટે અત્યંત ભયંકર છે!

દાણીએ ગજબસિંહને આવીને અજબસિંહને પત્ર આપીઆવી છું એમ કહ્યું, ને ગજબસિંહ હવે પોતાનો સિતારો ચમકતો જોવા લાગ્યો. આટલી ખટપટમાં સાંજ પડી ગઈ એટલે તેણે અજબસિંહની તલવાર સાથે મોકલેલા રસુલની આવવાની તે રાહ જોવા લાગ્યો.

રસુલ આવ્યો. પણ તેના હાથમાં તલવાર કેમ ન હતી? ગજબસિંહે તેને સૂચના કરી હતી કે વિજયાનું ખુન કરીને તલવાર ત્યાંજ નાખી દેવી. તેથી રસુલે એ લોહી ભીની તલવાર વિજયાના શબ પાસેજ નાખી દીધી હતી રસુલને તલવાર વિના આવેલો જોઇ ગજબસિંહે કલ્પી લીધું કે કામ તમામ થઇ ગયુ. વધારે ખાત્રી કરવા માટે તેણે પ્રશ્ન કર્યો:

"કેમ, રસુલ? શું કરી આવ્યો?"

"કામ તમામ, સાહેબ?" રસુલ કંઇક અભિમાન પૂર્વક બોલ્યો.

"તલવાર ત્યાંજ મૂકી દીધી છે ને?" ગજબસિંહે પૂછ્યું.

"રસુલ આપની સૂચના ભૂલે એવો છે?" રસુલ બોલ્યો.

“ શાબાશ ! રસુલ : લે આ ઇનામ ! ” કરી ગજબસિંહે પાંચ સોની નોટો રસુલને આપી. ધર્મને નીતિના ખુનના બદલામાં મળેલી એ નોટોને રસુલે પોતાના કબજામાં લીધી ને ગજબસિંહને તે નમી પડયો ! થોડી વારે તાજબસિંહ બોલ્યો.

“ રસુલ ! ”

“ જી, સાહેબ ! ” રસુલ વિનયપૂર્વક બોલ્યો.

“ જો હવે થોડુંજ કરવાનું બાકી છે. તારે મારી સાથે મહારાજા પાસે આવવું; ને તારે મહારાજાને એમ જણાવવું કે આજે આઠ વાગે રાત્રે રાજપુત્રી વિજયાનું અજબસિંહ ખુન કરવાના છે. મહારાજ પૂછે કે તે તેં કેમ જાણ્યું? તો તારે જણાવવું કે હું મારા કામ માટે જતો હતો ત્યાં અજબસિંહ એક માણસ સાથે વાત કરતા હતા. એ માણસ કોણ હતો તે હું ઓળખી શકયો નહિ; પણ હું તેમની વાત જાણી શકયો. અજબસિંહે તે માણસને એમ કહ્યુ કે આજે રાત્રે આઠ વાગે વિજયાને ગામબહાર શિવાલયે બોલાવી છે ત્યાં હું તેનું ખુન કરવા જનાર છું. તે માણસે શું કહ્યું તે હું વધારે દુર હોવાથી બરાબર સાંભળી શકયો નહિ; પરંતુ અજબસિંહ ના શબ્દો હું બરાબર સાંભળી શકયો છું. મેં આવીને ગજબસિંહ સાહેબને વાત કરીને તેઓ આપની પાસે મને તેડી લાવ્યા છે. રસુલ ! આ પ્રમાણે

ગોખી લે. મહારાજાને આ પ્રમાણે તારે કહી બતાવવું પડશે. તે બદલ પણ હું તને ઇનામ આપીશ. તું આટલું બોલી દે જે પછી હું છું ને મહારાજા છે!" ગજબસિંહે આ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા. રસુલે તે બરાબર સાંભળ્યા. એક નિર્દોષ આત્માનું ખુન કરવામાં પણ તેણે કાંઇ પાપ ન જોયું તે આવી વાત કહી બતાવવામાં પાપ દેખે એમ હતું નહિ. રસુલે ગજબસિંહની વાતનો સ્વીકાર કર્યો. ને બન્ને જણા મહારાજાની પાસે જવા નીકળ્યા.

જ્યારે તેઓ મધ્ય બજારમાં આવ્યા ત્યારે સાત વાગવા આવ્યા. એ ચોકમાં આજુબાજુ માણસો હતા નહિ; તેથી રસુલ ભુલી ન જાય એ માટે ગજબસિંહે શિખવેલા શબ્દો પુનઃ કહી સંભળાવ્યા. આ શબ્દો કોઇ સાંભળી ગયુ છે એમ ગજબસિંહને ભ્રાંતિ થઇ આવી ને ખરેખર તેની એ ભ્રાંતિ સત્ય હતી. એક સ્ત્રી તેની એ નીચ વાર્તા સાંભળીને પછી તે ન્હાસવા માગતી હતી ત્યાં ગજબસિંહે તેને પકડીને પહેરો ભરતા બજારના પોલીસને સોંપી દીધી ને આજ્ઞા આપી કે તેને જેલમાં પુરી આવવાની છે.

તે સ્ત્રીને લઇ પોલીસ જેલ તરફ ગયોને રસુલ અને ગજબસિંહ રાજમહાલય પ્રતિ આગળ વધ્યા.

વાંચકો એ સ્ત્રી કોણ હતી? આગળ જતાં એ સ્પષ્ટ થવાનું હોઇ હાલ એ વિષે કશું કહેવામાં આવતું નથી.

ગજબસિંહ રસુલ સાથે મહાલયના મુખ્ય દ્વાર પાસે આવી પહોંચ્યો. પહેરેગીરોએ સેનાધિપતિને નમન આપ્યું. ગજબસિંહે પૂછયું.

"મહારાજા અંદર છે કે?"

"હા" એક પહેરેગીરે જણાવ્યું.

"જા, ઉતાવળથી મહારાજાને ખબર આપ કે ગજબસિંહ અત્યારે ત્વરાથી મળવા માગે છે."

ગજબસિંહે આજ્ઞા ફરમાવી. આવી આજ્ઞા આપવાનું એ હતું કે મહારાજાના મહાલયમાં કોઈથી રજા સિવાય દાખલ થઈ શકાતું ન હતું.

પહેરેગીર સેનાધિપતિની આજ્ઞા બજાવવા અંદર ગયો ને થોડીવારે પાછો આવ્યોને બોલ્યો.

"મહારાજા મુલાકાત આપશે, પધારો સાહેબ!"

ગજબસિંહના ફેફસા ફુલાયા. તે અત્યંત આનંદમાં આવી ગયો પણ સાડાસાત વાગી ગયાનું જાણતાં તેને જરા ચિંતા થઈ આવી. એ ચિંતાનું કારણ અધમ હતું.

બન્ને જણા મહાલયમાં દાખલ થયા. મહારાજાને દિવાનખાનામાં બેસી હુક્કો ગગડાવતા હતા ત્યાં તેઓ ઉપસ્થિત થયાને બન્નેએ મહારાજાને શિર ઝુકાવ્યું.

---

## પ્રકરણ તેરમું.

### વિજયા દહન.

" આવો, ગજબસિંહ!" મહારાજાએ આવકાર આપ્યો.

" નામદાર ! ગજબ ! ગજબ ! અજબસિંહના હાથે ગજબ થાય છે ! " ગજબસિંહે બેસતાં બેસતાં જણાવ્યું.

"શું છે? શું છે?" મહારાજાએ આતુરતાપૂર્વક પુછયું.

" રાજપુત્રી વિજયા કુંવરીનું અજબસિંહ આજે ખુન કરનાર છે ! " ગજબસિંહે ગોળો ગબડાવ્યો.

"હેં!" મહારાજા ચમકયા:" શું કહો છો ગજબસિંહ!"

" હા સાચું કહું છું. પુછો આ રસુલને. ' ગજબસિંહે કહ્યું.

મહારાજાએ રસુલને પુછયું ને રસુલે ગજબસિંહે ગોખાવેલા શબ્દો કહી સંભળાવ્યા. તેણે તરત વિજયાની તપાસ કરાવી. વિજયા રાજમહાલયમાં કયાં હતી કે તેનો પત્તો લાગે? જ્યારે વિજયા મહાલયમાં નથી એમ ખબર પડી ત્યારે મહારાજાને વાર્તાની સત્યતા વિષે કશી શંકા રહી નહિ. અજબસિંહને તેણે ભયંકર ખુની કલ્પી લીધો.

" મહારાજા ! ચાલો, આપણે ઉતાવળથી શિવાલયે જઈએ, ને જો હજી અજબસિંહે કરવા ધારેલું નીચ કૃત્ય

-ન કર્યું હોય તો વિજ્યા કુંવરીને બચાવીએ. કારણકે આઠ વાગવાનો સમય હજી હવે થાય છે. આઠ વાગે એ પાપી પોતાનું પાપ પુરૂં કરવાનો છે. માટે આપણે એક ક્ષણ પણ ગુમાવવી જોઇતી નથી. ”

મહારાજા તૈયાર થયાને રસુલ, ગજબસિંહને મહારાજાની ત્રિપુટી ગુપ્ત રીતે-કોઇ વાત જાણવા પામે નહિ એવી રીતે મહાલય બહાર નીકળી ગઇ.

અજબસિંહ સાડા સાત વાગ્યાના સુમારે પોતાને ઘેરથી બહાર નીકળ્યો. એ વખતે તેણે તલ્વાર લેવાની જરૂર જોઇ નહિ; એટલે રસુલની તલ્વારની ચોરીની તેને ખબર પડી નહિ.

આઠ વાગ્યે તે શિવાલયે આવી પહોંચ્યો. ઝાંખા અજવાળામાં તેણે જમીનપર ધુળમાં વિજયાને જોઈ. તે ચમકયો. પાસે ગયો. લોહી લોહાણ વિજયાને જોતાંજ તેના હૃદયમાં કઠિન આઘાત થઈ ગયો. તે કંઇ વિચાર કરે તે પહેલાં પાસે પડેલી તલ્વારપર તેની દૃષ્ટિ ગઈ. તે ચમકયો. તલ્વાર પોતાની હતી. તલ્વાર હાથમાં લઇ તે તેને જોવા લાગ્યો તલ્વારમાંથી લોહી ટપકતું હતું. પોતાની તલ્વાર અહિં ક્યાંથી આવી એનો વિચાર કરતાં તલ્વાર પ્રતિ દૃષ્ટિ રાખીને ઉભો હતો ત્યાં તેના ખભાપર કોઇના જોરથી લોખંડી હાથ પડયા. એ હાથ ગજબસિંહના હતા.

અજબસિંહે પાછળ જોયું તો ભયંકર મુખાકૃતિ કરી રહેલા મહારાજાને તેણે જોયા. તેની અજાયબીનો પાર રહ્યો નહિ. ગજબસિંહે તેની ગળચી પકડી; ત્યાં મહારાજાએ હુકમ કર્યો.

"અત્યારે શયતાનને જેલમાં પુરી દ્યો. સ્વારે તેને ફાંસીએ ચઢાવી દેવામાં આવશે."

આજ્ઞા મળતાંજ રસુલની મદદથી ગજબસિંહે અજબસિંહને બંદીવાન કર્યો. તે પછી ગામમાં લઈ જઈએ નિર્દોષ આત્માને જેલમાં પુરી દેવામાં આવ્યો.

ગજબસિંહ, અજબસિંહને ઘસડી ગયો ને પછી મહારાજા પોતાની પુત્રીને ભેટી પડયા. લોહી લોહાણ પત્રાને ભેટવા જતાં મહારાજાના કપડાં પણ લોહીથી રંગાયા. શૂરસિંહ સહૃદય હતો. તેમાં વળી પોતાની પુત્રીનું ખુન થયેલું જોતાં તે અત્યંત જોરથી રડી પડયો. આંસુથી પુત્રીનાં મ્હોંને પલાળી દીધું. પછી પુત્રીના શબને ગામમાં લઈ જવાને બદલે ત્યાંજ બાળી નાખવાની મહારાજાએ વ્યવસ્થા કરી લીધી.

પવન વેગે ગામમાં વાત પ્રસરી ગઈ. વિજયાનો ખુની અજબસિંહ નકી થઈ ગયો. આખું ગામ રાજપુત્રીના ઘાતક ખુની અજબસિંહને માનવા લાગ્યું ને તેવા તરફ તિરસ્કાર વરસાવવા લાગ્યું. આ વાતની તારાને પણ ખબર પડી.

પોતાનો પ્રિય વિજયાનું ખુન કરીને જેલમાં પડયો છે એ સાંભળતાંજ તે મુર્છિત થઇ ગઈ. ઘણી વારે તેનીએ મુર્છા વળવા પામી ને વિજયાબ્હેનને સંભારતી આંસુ વહાવવા લાગી.

બ્હેનને સંભારીને રડતા જ્યારે તે થાકી ત્યારે તેની દૃષ્ટિ સમક્ષ અજબસિંહુની મુર્તિ તરવરી. એ મૂર્તિ પ્રતિ તેણે નમસ્કાર દૃષ્ટિ કરી. અદૃશ્ય મૂર્તિને જાણે તે ધિઃકારવા લાગી. પણ બીજી જવળે એવા ધિઃક્કાર–તિરસ્કાર આપવા માટે તેને પરિતાપ થવા લાગ્યો. તેણે વિજ્યાનું ખુન અજબસિંહના હાથે થયું હોવું જોઈએ નહિ એ કલ્પ ના કરી. પરંતુ એટલે સુધી વાત બહાર આવી ગઈ હતી ને તે સાંભળી ચૂકી હતી કે મહારાજાએ અજબસિંહને વિજ્યાનું ખુન કરતા નજરો નજર જોયો હતો તે તેથી 'અજબસિંહને એજ વખતે તેની લોહી ભીની તલ્વાર સાથે જેલમાં પુરી દેવામાં આવ્યો છે

આ વાત ખોટી હોય તેમ તે માની શકી નહિ. આ બીનાએ આખા ગામમાં હાહાકાર વર્તાવ્યો હતો. તારાકુંવરી પોતાના પ્રિય પ્રતિ કૈંક ક્રૂર બની. પણ કોણ જાણે કઇ લાગણી તેને અજબસિંહ પ્રતિ ધિઃકારની નજરે જોવા ના પાડતી હતી.

વિજયાનો અગ્નિ સંસ્કાર મધ્યરાત્રે સંપૂર્ણ થયો. તારા કુંવરી વિગેરે મહારાજાના સ્વજનો વિજયાની બળતી

ચિતા પાસે આવ્યા હતા. ગામ આખું ત્યાં આવી ચ્હડ્યું હતું સુકોમળ સુંદર રાજકન્યાની ખાખ થતી જોઇ સઘળાની આંખમાંથી શ્રાવણ અને ભાદરવો વરસી રહ્યા હતા.

ઘણાં ખરાં અજબસિંહ ખુની પ્રતિ તિરસ્કાર વરસાવી રહ્યા હતા. મહારાજાનું દીલ અદ્રશ્ય આગથી ખાખ થતું જતું હતું ને જેમ જેમ પુત્રીની ચિતાના ભડકા વધારે જોરથી ભભડતા હતા તેમ તેમ તેમની આંખોમાં આસુ વધુને વધુ ઉભરાતા જતા હતા.

અને વિજયાની ખાખ થઇ. બધા ગામમાં દાખલ થયા મહા રાજાનાં આસુ કોપાનળમાં સુકાઇ ગયા હતા. અજબસિંહને ફાંસીને માંચડે લટકાવવા તે અધિરા બની ગયા. આખા ગામના લોકો એ ખુનીને એવી ભયંકર શિક્ષાજ સંભવે એમ માંહો માંહો અભિપ્રાય આપવા લાગ્યા.

પણ તારા કુંવરી કેવી દશામાં હતી ? પોતાના પ્રિયને પ્રભાત ઉગતાંજ ફાસી આપવામાં આવશે એ બીના જાણતાં તેના દુઃખની સીમા કેમ રહે ? પોતાનું જીવન ધન ઉડી જાય એ તેને અસત્ય જણાયું. ફાંસીનો માચડો પ્રિયના શબને લટકાવે તે પળે પોતે પણ આત્મઘાત કરી જવો એવો તેણે નિશ્ચય કર્યો. સ્નેહી જતાં સ્નેહીને આખું વિશ્વ ઉજ્જડ – વેરાન ભાસે છે, એ પ્રમાણે પ્રિયના મૃત્યુ પછી વેરાન દુનિયામાં ભટકવાનો કિંતુ આત્મહત્યા કરી સ્વ-

ર્ગમાં સચરી જવાનો તારા કુંવરીએ નિર્ણય કર્યો એ નિર્ણય કરતાં તારાને મૂર્છા આવી ગઈ.

જ્યારે તે મૂર્છામાંથી જાગૃત થઇ ત્યારે પ્રભાત થવાને બે કલાક બાકી છે એમ તેણે જોયું. પોતાના જીવનાધિક પ્રિયતમનો આત્મા બે ત્રણ કલાક પછી આ ફાની દુનિયાનો ત્યાગ કરીને પરમાત્માના દરબારમાં ચાલ્યો જશે. એ વાત એ દુઃખ તેના કાળજાને કોરી નાખતા હતા. અજબસિંહને વિજયાનું ખુન કરવાનું ભયંકર કૃત્ય કરવાની શી જરૂર પડી હશે? તારાએ આ પ્રશ્ન મન સાથે લડાવ્યો. પરંતુ તેના એ પ્રશ્નનો ઉત્તર તેના મન તરફથી કંઇ પણ મળ્યો નહિ. પુર્વાકાશ ચમકારા મારતું હતું તે જોઈને તે કંપી ઉઠી. હમણાં પ્રિયનો આત્મા ઉડી જશે એ યાદ આવતાં તે પુન! મૂર્છિત થઈ ગઇ. આ બાજુ અજબસિંહની શું સ્થીતિ હતી ?

## પ્રકરણ ચૌદમું.

---

### દસ્યુ દાસી.

---

કારાગારમાં રાત્રિનો ઘાડો અંધકાર છવરાઈ રહ્યો હતો. અજબસિંહે કપાળે હાથ મૂકીને નિયે પ્રમાણે ઉદ્દગાર કાઢતો જમીન પર બેઠો હતો.

"ઓ પ્રભુ! તું ક્યાં છે? સુતો છે કે જાગે છે? ના, તું જાગતો નથી. જાગતો હોય તો આમ નિર્દોષ માર્યો જાય એ તું જોઇ શકે નહિ- હરિ! હરિ! નિર્દોષને સતાવવામાંજ તને મજા પડે છે? હા. હા! એક નિર્દોષ આત્મા ઉપર કેટલો ભયાનક આરોપ આવી પડયો છે! એ આરોપમાં કેટલી ભયંકર શિક્ષા ભોગવવાની છે? ફાંસી! હા...ય! ફાંસી! ઓ! અજબસિંહ! તારૂં આવી બન્યું છે. સવારે તને ફાંસીના માંચડે લટકાવી દેવામાં આવશે! અરેરે! તારા! મ્હારી વ્હાલી તારા! તારૂં શું થશે? મારા વિના તું જીવી શકીશ કે કેમ? નહિ તારો પ્રેમ અવર્ણનીય છે. દીવ્ય છે. મારી પાછળ કદાચ તું પણ પ્રાણ ખોઇ બેસે. કેટલો ભયાનક પ્રસંગ? અજબસિંહ આરોપી? ને તે વળી રાજ કન્યાના ખુનનો આરોપ! હવે છુટવાની બારીજ ક્યાં છે? હા....ય! હવે ફાંસીના માંચડે લટક્યા વિના બીજો એક પણ માર્ગ મારા માટે નથી!"

"ને હા! પેલો પત્ર તારાનો લખેલો હશે? તો તારા કેમ શિવાલય પર ન્હોતી આવી? શું એ પત્ર કોઇનો બનાવટી હશે? કંઇજ કહી શકાય નહિ. તારાએ કેમ ન લખ્યો હોય? હું હજી તો શિવાલયે જઇને ઉભો રહ્યો તેટલામાં તો મહારાજાએ મને પકડાવ્યો. પછી તે બિચારી તારા આવવાની હોય કે ત્યાં આવી ગઇ હોય તો પણ મને ક્યાંથી મળી શકે?

પૂર્વ જન્મના કોઈ પ્રબળ પાપથી આવી દુઃખદ દશા પ્રાપ્ત થઈ; રાજકન્યાના ખુની તરીકે ગામના " લોકોએ મને માની લીધો છે. મહારાજાએ પણ પોતાની પુત્રીનું ગળું વાઢનાર મને લેખ્યો છે. તારા કુંવરી પણ તેની બ્હેનનો ઘાતક મને કલ્પી રહી હશે. ને કદાચ — કદાચ તે મારા તરફ તિરસ્કાર વરસાવી રહી હશે! નહિં. નહિ. એ તારાનું હૃદય દીવ્ય છે. હું તેની બ્હેનનો વધ કરૂંજ નહિ. એવી ખાત્રી તેને નહિ હોય? આટલા પ્રેમ સંબંધ પછી પણ તે મારા ચારિત્ર્યને કળી શકી નહિ હોય?

" પણ આ કોઇ પાપીનું કાળજું હોવું જોઇએ. કારણકે વિજયાને મેં મારી નથી. વિજયા જેવી સુંદર કન્યાને કાપી નાખનાર ઘાતકી કોણ હશે?આહ! વિજયાનું શું સૌન્દર્ય! શરદ્ પૂર્ણિમાના સુધાકર સરખા તેના વદનની કાંતિ કોઈ નર પિશાચે ઉડાડી દીધી! એવા રાક્ષસી કાર્યને કોણે કર્યું હશે? ગજબસિંહ હોય? હોય....પણ!"

તેના ઉદ્ગાર હજુ વધારે લંબાત, પરંતુ તે એકાએક ચમકી ગયો. તેના કાનપર એક રડતી સ્ત્રીનો કરૂણ ધ્વનિ અથડાયો તેણે પોતાના કાન સાવધ કર્યા: પુનઃ રૂદન ધ્વનિ તેણે સાંભળ્યો કારાગરની કાળી કોટડીમાં તે ફરવા લાગ્યો. અંધારાનું જોર હતું. ઓરડી ન્હાની હતી. એક બાજુ દિવાલને બદલે લોઢાના શળીયા હતા એમ તેણે હાથ ફેરવતાં

જોયું. એ લોઢાના સળીયામાંથી દૃષ્ટિ કરતાં તેણે બીજી કોટડી જોઇને એ કોટડીમાં એક રડતી સ્ત્રીને જોતાં તે કેમ કમ્પ્યો !

તે બોલ્યો:

" બ્હેન ! તું કોણ છે ? ને શા કારણે આ જેલખાનામાં આવી છે ? "

તે સ્ત્રી અજબસિંહના આ પ્રશ્નથી રડતી બંધ થઇને અજબસિંહના મ્હોં પ્રતિજોતાં તે એકદમ ઉભી થઇ ગઇ. અંધારામાં પણ તે સ્ત્રીના મ્હોંપર દુઃખી ભાવ તરવરતો અજબસિંહે જોયો. તે સ્ત્રી સળીયા પાસે આવી, બન્નેની ઓરડીના સળીયા, બે ઓરડીના સાંધણ રૂપ હોઈ એક હતા, તે સ્ત્રી બોલી.

" તમે અજબસિંહ છો ? "

" હા "

અજબસિંહે દુઃખદ સ્વરે જણાવ્યુ. ને પછી ઉમેર્યું, ને તુ કોણ છે ? "

" હું ?" તે સ્ત્રી બોલી:"હું તારા કુંવરીની દાસી છું!"

અજબસિંહ અજાયબીમાં ડૂબી ગયો, તે જોઇને તારાની દાસી બોલવા લાગી.

"અજબસિંહ ? તમે આશ્ચર્ય પામશો નહિ હું તારા કુંવરીની ખાસ દાસી છું. મારૂં નામ હું હમણાં નહિ. કહું;

પણ હું અહિં શી રીતે આવી પ્હડીછું એ જણાવીશ. એ જાણવામાં તમને લાભ થશે."

"તો તે મને જણાવો." ઉત્સુકતા પૂર્વક અજબસિંહ બોલ્યો.

"તારા કુંવરીએ એકપત્ર લખીને આજે તમને એ પત્ર આપવા માટે મને મોકલી હતી; તે પ્રમાણે હું તમારી પાસે આપતી હતી, ત્યાં મેં બજારના મધ્ય ચોકમાં ગજબસિં અને એક પોલીસ સાથે ઉભેલા જોયા, તેથી તેઓની વાત ચીત સાંભળવાની મને ઇચ્છા ઉદ્ભવી તેઓ મને ન જોઈ શકે એવી રીતે હું લપાઇ પીઠ દઈને ચુપ ચાપ ઉભી રહી ગજબસિંહ પોતાની પાસે ઉભેલા સીપાઇને બોલવાનું શિખવતો હતો ?"

"શું શીખવતો હતો ?" અજબસિંહ આતુરતા પૂર્વક વચ્ચે પ્રશ્ન કર્યો.

"તેહુ કહુંછુંજ ! સાંભળો. ગજબસિંહ એમ શિખવતો હેતો કે તારે મહારાજાને જઇને કહેવાનું છે કે આજે આઠવાગે રાત્રે રાજપુત્રી વિજયાનું અજબસિંહ ખુન કરવાના છે. મહારાજા પૂછે કે તે તેં કેમ જાણ્યું તો તારે જણાવવું કે હું મારા કામ માટે જતો હતો ત્યાં અજબસિંહ એક માણુસ સાથે વાત કરતા હતા. એ માણુસ કોણ હતો તે હું ઓળખી શકયો નહિ, પણ હું તેમની વાત જાણી

શકયો અજબસિંહે તે માણુસને એમ કહ્યું કે આજે રાત્રે આઠવાગે વિજયાને ગામ બહાર શિવાલયે બોલાવો છે ત્યાં હું તેનું ખુન કરવા જનાર છું. તે માણુસે શું કહ્યું, જે હું વધારે દુર હોવાથી બરાબર સાંભળી શકયો નહિં, પરંતુ અજબસિંહના શબ્દોહું બરાબર સાંભળી શકયો છું મેં આવીરે ગજબસિંહ સાહેબને વાત કરીને તે એ આપની પાસે મને તેડી લાવ્યા છે.” આ પ્રમાણે બોલી બતાવવાનું ગજબસિંહ,પોલીસને શિખવતો સૂચના કરતો હતો “તરાની દાસીએ બારમા પ્રકરણમાં ગજબસિંહે રસુલનેજે શબ્દો શિખવવા ઉચ્ચાર્યાં હતા તાને તે તેણે બરાબર સાંભળેલા હોઇ અત્યાર સુધી સ્મૃતિમાં રાખ્યા હતા તે અજબસિંહને સંભળાવી દીધા.

અજબસિંહે વાતનો ભેદ જાણી લીધો પછી બોલ્યા.

“ પછી શું થયું ? ”

“પછી તારાએ ગજબસિંહ મને જોઇ ગયા ને પકડીને અહિંપુરી દેવામાં આવી છે, તે સ્ત્રીએ જણાવ્યું.

“તારાએ તને જે પત્ર આપવા મોકલી હતી તે તારી પાસે રહ્યો છે કે નહિ ? ” અજમસિંહે પ્રશ્ન કર્યો.

“હા. તેઆ રહ્યો, મેં કાંચળીમાં છુપાવી રાખ્યોછે. “કહી તેણે અજબસિંહને તારાનો પત્ર વાંચ્યો. એ પત્રમાં વિરહના દુ:ખનુંજ વર્ણન અજબસિંહે વાંચ્યું ક્ષણુબેક્ષણ

તારાની મનહરમુર્તિ તેણે પોતાની આંખ આગળ જરહરતી જોઇ પછી તેણે તે સ્રીને પૂછયું;

"તારૂંનામ?"

"દસ્યુ" તેણે પોતાનું નામ જણાવવું ચુક્તા ધાર્યું.

"તું દસ્યુ છે? તુ તો મારે ત્યાં આવી ગઈ છે?"

"હા, પણ તમે અહિં શી રીતે આવ્યા તે કહેશો?

"દસ્યુ! શું કહું? ગજબસિંહનું આ બધું કાવત્રું છે. મને તેણે તારાના નામથી પત્ર લખીને શિવાલયે બોલાવ્યો હતો, તે જે પ્રમાણે હું ત્યાં ગયો ને મેં વિજયાને મરેલી જોઇ. તેની પાસે પડેલી તલ્વાર મેં બારીકીથી જોઇ તો મારી હતી. તે વખતે મને કૈંકલ્પના આવી નહુતી પરંતુ તારા તરફથી માહિતી મળી એ પરથી હું કલ્પના કરૂં છું કે એ ગજબસિંહે કોઇ પણ ઉપાય કહીને મારી તલવાર પોતે મેળવી લીધી હશેને પછી ખુની તરીકે મને સાબીત કરવાના સાધન માટે તેને શબની પાસે મૂકવામાં આવી હશે. વિજયાને મારનાર પણ એ બદમાશજ હોવો જોઈએ પણ વિજયા ત્યાં કેવી રીતે આવી ચ્હડી એ સમજાતું નથી."

"કદાચ ગજબસિંહે વિજયાને શિવાલય આવવાનું લખ્યું હોય." કારણકે ગજબસિંહની દાણી દાસી આજે વિજયા પાસે આવી હતી ને તે મેં જોઇ હતી. હું ધારૂં છું કે ગજબસિંહનો પત્ર લઈનેજ દાણી મહાલયમાં આવી

હશે. " દસ્યુએ ભેદનો ઉકેલ કરવા માટે જે જોયું હતું તે જણાવતાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

" બસ ! અજબસિંહ નિશ્ચય પર આવી ગયો. " વિજયાનો ખુની ગજબસિંહજ ! વિજયાને તેણે શિવાલયે બોલાવી હશે. ભોળા હૃદયની વિજયા એકદમ ત્યાં દોડી જઈ હશે, ને પછી ગજબસિંહે મારી ચોરી કરીને મેળવેલી તલ્વાર વડે તેને છેદી નાખી હશે ને તલ્વાર ત્યાંજ રહેવા દઈને ગુપ્ત રીતે છટકીને પછી મહારાજા પાસે ગયા હશે. અને મહારાજાને શિવાલય ઉપર તેડી લાવ્યો હશે. મને મને તારાના નામની ચિઠ્ઠી બરાબર આઠ વાગે શિવાલયે આવવાની ભલામણ વાળી તેણેજ લખી હશે. ને એ ઉદ્દેશ કે હું આઠ વાગે શિવાલયે જઉંને વિજયાનું શબ જોઈ ચમકીને બાજુએ પડેલી તલ્વાર ઉંચકીને તે જોતો હું ઉભો રહું હું એ વખતે મહારાજાને તે બતાવી શકે કે વિજયાનું ખુન આજબસિંહેજ કર્યું. ને ખરેખર તેમજ બન્યું છે. મારાહાથમાં લોહી ભીની તલ્લવાર હતી ને હું વિજયાના મ્હોં પ્રતિ જોઈ રહ્યો હતો ત્યાં મહારાજા અને ગજબસિંહ આવેલા, પછી મહારાજા મારા હાથમાંની લોહીવાળી તલ્વાર જોઇને નક્કી કરી બેસે એમાં શું આશ્ચર્ય? આ પ્રમાણે ગજબસિંહે ભયંકર કાવત્રું લડાવ્યું છે. તેમાં તેનો ઉદ્દેશ એ હોવો જોઈએ કે વિજયાના ખુનો તરીકે મને ફાંસીજ મળશે ને પછી મારા અભાવે તે તારાને

પરણી શકે. ખરે ખર એવાં ભયંકર માણુસ કેવાં પાપો કરી શકેછે !

ઉદ્‌ગાર અટકતાં નિશ્વાસ નિકળ્યા, દસ્યુએ પૂછયું

" શું તમને ફાંસી મળશે ?"

"હા. દસ્યુ ! અને તે આવતી પ્રભાતેજ. મહારાજાનો તેવો હુકમ નિકળી ગયો છે." અજબસિંહના સ્વરમાં ક્રંદનનો ધ્વનિ હતો. અજબસિંહની મુખાકૃતિ અત્યંત દીન બની ગઇ. તારાનો પત્ર તેણે છાતી સરસો ચાંપ્યો ને એ પત્રને ઉદેશીને તે બોલ્યા.

તારા ! તારા ! આવા પત્રો હવે તું કોને લખીશ ? થોડા સમયમાં હું ફાંસીએ ચઢવાનોછું. તારા પ્રેમભીના મોહક વદનને અંતીમ સમયે પણ જોવા પામીશ નહિ એ મારાં કઠણ ભાગ્ય. નિર્દોષ માર્યો જશે તેવી પાછળ તું વધારે શોક કરીશ નહિ. તારા ! તારા ! તેમ કરીશ તો તારૂં સુકોમળ શરીર સુકાઇ જશે મારા મૃત્યુ પછી તું મને ભુલી જજે. દુઃખી નિભાંગી આત્માને સંભારવામાં કૈં સાર મળવાનો નથી."

દસ્યુ અજબસિંહની દીન દશા જોઇને બોલી ઉઠી.

" અજબસિંહ ! તમે શા માટે આમ બોલો છો ? તમને ફાંસી કોણ આપનારૂં છે ? "

" મ–હા–રા–જા. " મહા પ્રયત્ને રડતા વદને અજબસિંહ બોલ્યો.

"નહિ, અજબસિંહ! તમને ફાંસી મળવાની નથી. પરમાત્માના ન્યાયી રાજ્ય અમલમાં તમે સુરક્ષિતજ રહેશો." દસ્યુએ જણાવ્યું.

"એ વાત ન કર. મારા માટે મ્હોતનું નિર્માણ થઈ ચુકયું છે" અજબસિંહ બોલ્યો.

"પરમાત્મા એટલો અંધ નથી. તેની દીવ્ય આંખો બધું જોઈ શકે છે. હું કહું તેમ કરજો કે તમે બચી જશો એવી મારી ખાત્રી છે. પરમાત્માના ન્યાયી શાસનમાં મને શ્રદ્ધા છે." દસ્યુએ જણાવ્યું.

"તું શું કરે છે?" અજબસિંહે પ્રશ્ન કર્યો.

"સાંભળો!" કહી દસ્યુએ શિખામણના રૂપમાં કહેવા માંડયું."

"જ્યારે તમને ફાંસી આપવામાં આવશે ત્યારે તમારી અંતીમ ઈચ્છા શું છે એમ મહારાજા પુછશે, ત્યારે તમે શું કહેશો? તમારી કઇ ઈચ્છા જણાવશો?" દસ્યુ બોલી.

"જો એમ પુછવામાં આવશે તો હું મારી ઇચ્છા વ્યકત કરીશ." અજબસિંહ બોલ્યો.

"તે કઈ?" દસ્યુ બોલી.

"એક વખત તારાની છેલ્લી મુલાકાત માગીશ. એના કરતા મારે માટે બીજું કંઈજ વધારે નથી," ગજબસિંહે જણાવ્યું.

"નહિ. હું કહું તે તમારે માગવું." દસ્યુ બોલી.

"શા માટે ? મારી પ્રેમીકાના મિલનનો અંતી આનંદ મારેજ અનુભવવો ?" અજબસિંહ બોલ્યો.

"હું કહું છું તેમજ તમારે કરવાનું છે. તેમાં તમે ફાંસીની શિક્ષામાંથી બચી શકશો" દસ્યુ બોલી. ને ઉમેર્યું: "જયારે તમને તમારી છેલ્લી માગણી માટે પુછવામાં આવે ત્યારે તમારે જણાવવું કે દસ્યુદાસી જેલમાં છે તેમને અહિં બોલાવીને સત્ય હકીકત પ્રકાશમાં લાવો."

"તેથી શું થશે ?" અજબસિંહ બોલ્યો.

"શું થશે ?" દસ્યુ બોલી: "સત્યનો પ્રકાશ થશે. પાપીનાં મ્હોં કાળા થશે.નિર્દોષ છુટી જશે ને દોષિત દંડાશે. મહારાજાના જ્ઞાનચક્ષુ બીડાઇ ગયા નથી."

અજબસિંહને આ સલાહ રૂચી. તેણે દસ્યુના કહેવા પ્રમાણે અંતીમ સમયે માગવાનો નિશ્ચય કર્યો.

પોતે ફાંસીની શિક્ષામાંથી બચી શકશે નહિજ એમ તે માની રહ્યો હતો. તોપણ કદાચ દસ્યુની હકીકતના પુરાવાથી મહારાજા દોષિતને શોધી કહાડે એમ તેને લાગ્યું.

તે રડતા વદને પ્રભાતની રાહ જોઇ રહી.



## પ્રકરણ પંદરમું.

### " પાપનો ઘડો ફુટયો. "

પ્રભાત થયું ને રાજકન્યાના ખુનીને ફાંસીએ લટકતો જોવા ગામના લોકો અત્યંત આતુર બની ગયા. તારાના દુઃખનો પાર ન હતો. મહારાજા ભવ્ય ચોગાનમાં ગામની મધ્યમાંજ એક ફાંસી ઉભી કરાવીને :પોતે ત્યાં આવ્યા. તારા કુંવરી, એ વખતે તેમની સાથે આવી હતી. પોતાના પ્રિયના મુખને છેલ્લી વખત જોવા માટે તે ત્યાં આવી હતી.

ગામના લોકોની ત્યાં મેદની જામી ગઈ. અજબસિંહને હાથ કડી સાથે તે ચોગાનમાં હાજર કરવામાં આવ્યો. તારાએ પ્રિયના હાથ લોઢાની જંજીરમાં જકડાયલા જોયા તેને કઠિન આઘાત અનુભવ્યો. પરંતુ તેણે શુદ્ધિ છોડી નહિ. પિયના મ્હોંને તે જોઇ રહી. અજબસિંહ ચોગાનમાં ઉભી કરેલી ફાંસી પાસે આવ્યો. ને મહારાજા પ્રતિ જોયું તો તેની દૃષ્ટિ તારા તરફ ગઇ. બન્નેના ચક્ષુઓ મીલન થયું ને એ ચારે આખોમાંથી આંસુની નદી વહી.

મહારાજાએ હુકમ કર્યો.

" આ ખુનીને ફાંસીને માંચડે લટકાવો. "

આ આજ્ઞા થતાંજ તારાના હૃદયની વ્યથા વર્ણનાતીત બની ગઈ.

"સબુર !" મહારાજા ખુનીની પાસે આવ્યા ને ફાંસીયાને દુર ખસેડીને બોલ્યા, " ફાંસી આપ્યા પહેલાં તેની શું ઇચ્છા છે તે પૂછો."

અજબસિંહને છેલ્લું શું માગવું છે તેવું પુછવામાં આવ્યું ને અજબસિંહે જણાવ્યું.

" મહારાજા! દસ્યુદાસી જેલમાં છે, તેને અહિં બોલાવીને સત્ય હકીકત શાંભળવાની કૃપા કરો."

" દસ્યુદાસી જેલમાં છે " એ સાંભળતાંજ તારા ચમકી. પત્ર દઇને પ્રિયને ત્યાં મોકલેલી દાસી ક્યાં ગેબ થઇ ગઇ હતી તે તેણે જાણ્યું.

ખુનીની આ માગણી સઘળાને વિચિત્ર લાગી. પણ મહારાજાએ તેની માગણીનો સત્કાર કર્યો ને દસ્યુને તે ભયંકર દશ્ય દેખાડતા ચોગાનમાં હાજર કરવામાં આવી.

મહારાજાએ દસ્યુને પૂછ્યું.

" આ ખુનીએ છેલ્લી માગણી કરીછે કે દસ્યુદાસીને અહિં બોલાવીને તેની પાસેથી કંઈ હકીકત જાણવી. તો હું પુછું છું કે તું કંઇ હકીકત જણાવવા માગે છે ? તું શું જાણે છે ? "

દસ્યુએ બધી વાત જણાવી. ગજબસિંહે રસુલને જે શિખવ્યું હતું તે તેણે સાંભળ્યું હતું તે કહી સંભળાવ્યું. મહારાજાએ તે સત્ય માન્યું. અજબસિંહના પુણ્યના બળે મહારાજાના હૃદય ચક્ષુમાં ચમકારો થયો. ગજબસિંહના હાથમાં હાથ કડી નાંખવામાં આવી.

"બોલ ગજબસિંહ! આ કાવત્રું કોનું છે?" મહારાજા ત્રાડ પાડીને બોલ્યા.

ગજબસિંહના' રામ' રમી ગયા હતા. દસ્યુને ક
કોટડીમાં પુરવામાં આવી હતી તેની સાથેની કોટડીમાં—
વચ્ચેના સળીયામાંથી એક બીજા વાત ચીત કરી શકે—
એવી કોટડીમાં અજબસિંહને પુરયાની તેની ભુલ હવે તેં
સમજાઇ. એ ભુલ તેના પાપેજ કરાવી હોય એમ કહ
શકાય. મહારાજાની આડ જોઇને ગજબસિંહ કંપી ગયો
ને બોલ્યો.

"એ....એ કાવત્રું...."

ગજબસિંહ અહીં અટકી ગયો. મહારાજાએ સોટીના બે ચાર પ્રહાર કર્યા ને કહ્યું. "બોલ, સાચે સાચુ કહીઆપ નહિતર તારી ચામડી ચીરી નાખવી પડશે."

તારા અને અજબસિંહના મ્હોં પર કેવા ભાવ છવાઇ ગયા; તે કોઇના જાણવામાં આવ્યું નહિ.

"એ... એ.... કા.... આ.... વત્રું.... ઉં...." વળી ગજબસિંહ આટલું ભાંગ્યું તુટયું બોલીને અટકી ગયો.

"કોનું છે?" મહારાજાએ પ્રશ્ન કર્યો.

"મા....રૂં....છે!." ગજબસિંહે પોતાના પાપારોપને સ્વીકાર કર્યો.

મહારાજાએ પાપીને ખૂબ માર્યો. પાપીએ પોતે કરેલા કાવત્રાને વિસ્તૃત રીતે કહી સંભળાવ્યું. અને—

અજબસિંહને આપવાની ફાંસી ગજબસિંહને આપવામાં આવી!

નિર્દોષ થઇ છુટેલો અજબસિંહ. અને પ્રિયના જીવનના બચાવથી તારા કુંવરી કેવા આનંદમાં આવી ગયા હશે તેનું વર્ણન કોણ કરી શકશે ?

ગજબસિંહનું સબ ફાંસીના માંચડે લટકી રહ્યું. પ્રજાજનો આ પરિવર્તન જોઇને અચબો પામ્યા આખી રાત્રિ અજબસિંહને તિરસ્કારનારા સઘળા અજબસિંહને નિર્દોષ સાબીત થયેલો જોતાં સત્કારવા લાગ્યા.

પાપીના સબને અગ્નિદાહ કરવાની રજા પણ મહારાજાએ આપી નહિ.. પોતાની પુત્રીના ખુની—સાચા ખુની પ્રતિ તેમની કડવાશ અવર્ણનીયજ હોય. તેમાં વળી એ ખુનીના પ્રચંડ કાવત્રાને જાણતાં મહારાજા રૂદ્ર રૂપ અને તેમાં શું નવાઇ ?

એ પાપીના શબને એવી જગ્યામાં નાંખી આવવાનો હુકમ થયો કે જ્યાં શ્વાન, ગીધ, સમડાઓ એ પતિત શબનું ભક્ષણ કરી જાય !



## પ્રકરણ સોળમું.

### પ્રેમનો વિજય—તારાના લગ્ન થયા.

પુત્રીનો શોક ત્રણ મહિના સુધી પાળવામાં આવ્યા તારા કુંવરીના લગ્ન લેવાયા.

લગ્ન મુહુર્ત્ત સુદી પંચમીને સોમવારનું આવ્યું. તારા અને અજબસિંહ એ દિવસ જલદી આવે એવું ઇચ્છવા લાગ્યા ગામમાં ચારે તરફ ધ્વજા—પતાકા લટકાવી દેવામાં આવ્યા હતા. આખું વિશળગઢ આનંદના અબ્ધિમાં ઝુલી રહ્યું હતું.

પંચમીને સોમવારનું પ્રભાત આવ્યું. સુર્યદેવ આકાશમાં હસતા જણાતા હતા. એ હાસ્ય કદાચ દેવ યુગલને આશિર્વાદ આપતું હશે!

તારાને આજે સુંદર રીતે શણગારવામાં આવી. તેની બેનપણીઓએ તેને સુંદર જળથી ન્હવરાવી પછી માથાના કાળા ભમર જેવા વાળમાં સુગંધી અત્તર નાખીને તે હોળવામાં આવ્યા. કપાળમાં સિંદુરનો સુગોળ ચાંલ્લો કરવામાં આવ્યો. ઉમદા જરી કસબથી ભરેલા વસ્રો તારાને પહેરાવવામાં આવ્યા, અલંકાર પણ સારી રીતે પહેરાવવામાં આવ્યા હતા, જ્યારે તારા કુંવરી સુંદર શણગારમાં સજ્જ

થઇ ત્યારે તે એવી મોહક જણાવા લાગી કે ક્ષણભર માણસ પોતાને ધર્મ વેચવાને જરૂર તૈયાર થાય !

એક સખીએ તારાની સુંદરતા જોઈને ટહૂકો કર્યો.

"જુઓને બ્હેને! આજે તો તારા બ્હેન કેવાં ખીલી નીકળ્યા છે? "

" કેમ ન ખીલે ? " બીજી બોલી: " એતો પતિ દેવને ભેટવાના આનંદનું પરિણામ. "

"તેમના ગુલાબી ગાલ ઉપર લાલીમા ઉભરાવી ચાલીછે એવી તો આપણે કોઈ દિવસ જોઈ નથી, બા!" વિજ્યા બોલી.

" ને તે છુપાવવા કેવું આડું જોવાય છે." તારાને આડું જોઈ જતી જોઇ ચોથી બોલી.

" બ્હેનો ! આ શું ! " તારાનો રૂપેરી ઘંટડીના જેવો સુમધુર રણકાર રણક્યો.

" એ તો સહેજે." પાંચમી બોલી ! " ગાલમાં લાલી ઉભરાય કે આંખમાં જાદુ રેલાય ગમે તે થાય તેમાં અમારે શું લાભ ? એ સુંદરતાનો ઉપયોગ તો અજબસિંહ કરશે."

" હાસ્તો. ને પછી તો બ્હેનબા દીવસે દીવસે બહુ ખીલી નીકળશે એમ મને લાગે છે !" છઠ્ઠી બોલી.

" આ ભ્રમર; આ આંખ આ તીરછી દૃષ્ટી અજબસિંહને અજબ મુગ્ધ બનાવી દેશે.' સાતમી બોલી.

" હવે ચૂપ રહો." તારા કુંવરી બોલી. તેનું અંતરતો આ મશ્કરી સાંભળીને હસી રહ્યું હતું.

" ચુપ રહીએ ને કહેતા હોતો અહિંથી જતા પણુ રહીએ, બા ! " આઠમી બોલી

" જતા રહેવાનું કોણુ કહે છે ? " તારા બોલી.

" કાંતો 'જતા રહો ' એમ કહીદો ને કાંતો અમને છુટથી બોલવા આપો." નવમી બોલી.

તારા કંઇ બોલી નહિ એટલે દશમી બોલી.

" હવે તો મ્હોંએ ભાર આવશે. આપણી સાથે બોલશે પણુ નહિ. અરે ! દંપતી જીવનના લ્હાવા લેતાં આપણુને છેકજ ભુલી જશે—આપણુને દીઠે પણુ ઓળખશે નહિ. "

ખરૂં છે. અત્યારથીજ 'ચૂપ રહો' કહેવાય, તો પરણુયા પછી, ને પતિ સુખનો લ્હાવો લીધા પછી તો આપણુને બોલાવશેજ શાના ? પતિ એજ તેમનું જગત્ થઈ પડશે!" અગીયારમી બોલી.

" બ્હેનો ! " તારા બોલી ! " સ્ત્રીનું જગત્ પતિ દેવમાંજ સમાય છે ને ?"

" એમજતો હવે !" એક સખી બોલી.

આ મીઠી મશ્કરી વધુ ચાલત કે કેમ તે અમે કંઈ કહી શકતા નથી; પરંતુ એકાએક એ મીઠી મશ્કરીનો અંત લાવનાર અવાજ બધી 'સુંદરી'ઓના કાનપર પડયો. ને અવાજની સાથે કોઈએ તારાને બોલાવી હતી.

તારા લચકાતી મચકાતી ચાલથી પોતાને બોલાવનાર પાસે ગઇ. એ બોલાવનાર તેની ફોઇ હતી. મહારાજા શુરસિંહે પોતાની બ્હેનને લગ્ન નિમિત્તે બોલાવ્યા હતા. મહારાજાને બ્હેન સિવાય બીજું સગું હતું નહિ.

ફોઈબાએ કહ્યું:

" તારા ! બ્રાહ્મણ મંત્ર જપવા આવ્યો છે. તારે એની સામે બેસવું પડશે !"

તારા મૌન રહી. ને બાજુના ઓરડામાં ગોર મહારાજ ગરજ્યાં,

" તારાબાને બોલાવો. "

તારાને લઇને ફોઇબા ગોર મહારાજ પાસે ગયા. તારા ગોરની સામે બેઠી. મંત્ર વિધિ શરૂ થઇ.

મહાલયના ચોગાનમાં ભવ્ય મંડપ રોપવામાં આવ્યો હતો. વિશળગઢના પ્રતિષ્ઠિત પ્રજાજનો મંડપમાં આવીને બેઠા હતા. મંડપ સુંદર રીતે શણગારવામાં આવ્યો હતો.

રાત્રિ પડી ગઇ હતી. દીપકોના ઝગઝગાટથી આખું રાજ મહાલય દીપી ઉઠયું હતું. વરરાજા માંડવે આવી ગયા હતા. હસ્ત મેળાપની તૈયારીઓ થઇ રહી હતી, અજબસિંહના આનંદમાં ઉમળકાથી કોઇ ન જુએ તેમ હસી હસી જતો હતો ને એ હાસ્ય છુપાવવા મ્હોં આડો રૂમાલ રાખી દેવાની સાવધતા સાચવી રહ્યો હતો.

હસ્ત મેળાપ થઇ ગયો. અજબસિંહ અને તારા લગ્નની પવિત્ર ગાંઠથી બંધાઇ પતિ—પત્ની બની ગયા. જે વખતે તારાનો સુકોમળ હસ્ત, અજબસિંહના હસ્તમાં તેને પત્ની તરીકે સ્વીકારવા માટે આવ્યો હતો, તે વખતે અજબસિંહ અને તારા–ઉભયના હૃદયમાં અકળ ઝણઝ-ટી થઈ હતી. અજબસિંહે તારાના હસ્તને એ વખતે દાબવાની લાલચને માન આપ્યું હતું. કોમળ કર અંગુલી-ઓ પતિના હાથે ચંપાતા તારા એટલા હર્ષમાં આવી ગઇ કે તેણે તડાતડ પહેરેલી કાંચળી ચીરાઇ ગઇ ! ને એ કાંચળીના ચીરામાંથી કાચી દોરી જેવા નિતંબો બહાર ડોકીયા કરવા લાગ્યા.

લગ્ન સમારંભની સમાપ્તિ થઇ. તારા કન્યા મટીને પત્ની બની ને પતિની સાથે શ્વસુર ગૃહે સીધાવી. મહા-રાજાએ કન્યાદાનમાં પુષ્કળ ભેટ આપી. જમાઇરાજને તેમણે શુભ આશિર્વાદ આપ્યા. એ આશિર્વાદ આપતાં અજબ-સિંહને આગળ ઉપર કેદમાં પુરી દુઃખ આપેલું એ સમયની સ્મૃતિ થઈ આવી. કંઇક એ સ્મૃતિથી અને કંઇક પુત્રી વિ-જયાની સ્મૃતિથી મહારાજા એ વખતે રડી પડયા પણ અ-જબસિંહે તેમને વધુ રડવા દીધા નહિ.

મધ્યાહ્નનું ભોજન આપ્યા પછી સાંજના ચાર વાગ્યાના સુમારે જમાઇરાજ અને તારાને વિદાય મળી. તારા

પતિની સાથે શ્વસુર ગૃહે આવી. દંપતીના આનંદનો અવધિ થતો જતો હતો.

ભગવાન ભાનુદેવ આથમી ગયા. આખા જગત્ ઉપર સંધ્યાની સુંદર છાયા પ્રસરી રહી. સૂર્ય દેવના અસ્ત થતાંની સાથેજ જે વાતાવરણ ફેલાય છે તે અત્યંત સુંદર ને નેત્ર પ્રિય લાગે છે, તારાને જમીને શયન રૂમમાં જવાની સૂચના મળી. એવી સૂચનાની તે રાહજ જોતી રહી હતી; એટલે શયન રૂમમાં ચાલી ગઈ. ને અજબસિંહના આવવાની રાહ જોવા લાગી.

---

## પ્રકરણ સત્તરમું.

---

### તારા રાણી.

---

અજાણ્યા ખંડમાં તારા એકલી ફરતી હતી. અજબસિંહ આવે કે તેની કંઠે વળગી પડવાનો તે વિચાર કરી રહી હતી.

પણ જ્યારે અજબસિંહ એ ખંડમાં આવ્યો, ત્યારે તારા શરમાતી–લપાતી દુર જઈ ઉભી. સ્ત્રી સ્વભાવ આવો હોય છે. અજબસિંહ તારા તરફ જવા લાગ્યો, તેમ તારા દુર દુર પાછી હટવા લાગી. અજબસિંહની દૃષ્ટિ તારા

પ્રતિ ચોંટી હતી. જ્યારે તારાની દૃષ્ટિ પોતાના પ્રિયના વદનને જોવાને બદલે પોતાના ચરણને જોઇ રહી રતી! અજબસિંહે કપડા ઉતાર્યાંને પછી તે પલંગપર બેઠો.

તારા દુર સામે ઉભી હતી.પણ તે પોતાની સામું કેમ નથી જોતી ? અજબસિંહને હવે એક પળ પણ વસમી લાગવા માંડી. તારા આ વખતે સ્ત્રી સ્વભાવ બતાવી શામું ન જોતાં દુર ઉભી રહી પોતાને આતુર બનાવે એ તેને ઠીક લાગ્યું નહિ.

" તારા!" અજબસિંહ બોલ્યો. " અહિં આવ ! આજે શું આ ચરિત્ર ભજવી રહી છો ? ! "

તારા કંઇ પણ બોલી નહિ. પરંતુ પ્રિયના એ શબ્દો શ્રવણ કરતાં તેનું મુખ મલકી ગયું.

પત્નીના સ્હામે અજબસિંહને વધુ આકર્ષ્યો. પત્નીની મૂર્તિ તેને અત્યંત મોહક લાગી.

ને બોલ્યો:

" તારા ! અહિં આવ. "

તારા સ્હેજ હસી. પણ દૃષ્ટિ ઉંચી કરી નહિ. કંઇક બોલવાનો તેણે વિચાર કર્યો. રૂપેરી ઘંટડીના અવાજથી પણ વધારે સુંદર ને મધુર અવાજે તે ટુંકું બોલી....નહિ."

" કેમ ? " અજબસિંહ બોલ્યો તારાના એક શબ્દે તેને અજબ અસર કરી હતી.

તારા મૌન રહી. તેના વદન ઉપર એક જાતનું હાસ્ય ફરકયું,

અજબસિંહ અકળાયો:

"તારા! તું નથી જાણતી તને કોણ બોલાવે છે?"

"તમે કોણ છો?" તારાએ જુદો પ્રશ્ન કર્યો.

અજબસિંહ તારાના આ પ્રશ્નથી ચમકવાને બદલે હસ્યો: તે બોલ્યો.

"મને નથી ઓળખતી કે હું કોણ છું!"

"ના." તારાએ ટુંકો ઉત્તર આપ્યો. ને હાસ્ય છુપાવવા માટે આડી દૃષ્ટિ કરી.

"જુઠું બોલીને શા માટે પાપ વ્હોરે છે, તારા!" ધર્મના ચોપડામાંથી એકાદ પાનું ઉથલાવતાં અજબસિંહ બોલ્યો.

"પાપ?" તારા હસી:"શું જુઠું બોલવામાં પાપ થાય છે?"

"હા." અજબસિંહને લંબાતી જતી વાત ગમી નહિ તેના વદન ઉપર અકળામણના ઓળા તરવરયા.

"નહિ." તારા બોલી. તેની દૃષ્ટિ હજી નીચીજ હતી. "જુઠાણું ઘણી વખત પાપ નથી હોતુ. અશ્વ તથા માના મૃત્યુની હકીકતમાં સંદીગ્ધ સત્ય કહેવા માટે ધર્મ રાજાનું

ગૌરવ ગોણુ થયું; પરંતુ દ્રૌપદી સાથ હસતાં હસતાં ધર્મ-રાજા જુઠું બોલ્યા હતતો તો તેમનુ ગૌરવ ઘટત નહિ. ચંદ્રગુપ્તના ચોપડામાં આવા જુઠાણાં મનુષ્યના ખાતામાં ચીતરાઈ શકતા નથી !"

અજબસિંહની તીવ્ર ઇચ્છા હતી કે તારા પોતાની સામે જુએ. તેને મનમાં એમ થયું કે તારા શા માટે પોતાને વળગી પડતી નથી ? શા માટે આમ દુર ઉભી રહી પોતાને વધારે ઉત્સુક બનાવે છે ?

તારાની ફિલસુફી સાંભળીને તે હસી પડયો. તે બોલ્યો.

"તારા ! હવે એવી નીરથક વાતોમાંજ ટાઈમ વીતાવવો છે ?"

"આ બધી નીરથક વાતો થઈ ?" તારા બોલી.

"હા સ્તો." અજબસિંહે જણાવ્યું.

"ત્યારે અર્થ વાળી વાતો કઈ હવે ? તારાએ પૂછયું.

"અહિં આવ પછી સમજાવું !" અજબસિંહે હાથ લંબાવ્યો.

"પહેલા સમજાવો, પછી બીજી વાત." તારા બોલી

"પ્રેમના સંગીત રસમાં ઝુલવું; દંપતીના પ્રથમ મિલન તરીકે આજના રમ્ય રાત્રિ અવર્ણનીય આનંદમાં વીતાવવી એ અત્યારના માટે જરૂરનું છે !" અજબસિંહ બોલ્યો.

" પ્રેમનાં સંગીત ગજવો ત્યારે ? " તારા બોલી.

" એમ ? " અજબસિંહ પલંગ પરથી ઉઠયો. તારા સહજમાં હવે હાથમાં આવશે એમ તેણે તારાના શબ્દો પરથી કલ્પ્યું. તારા પ્રતિ તેણે બે ત્રણ પગલાં ભર્યાં કે તારા દૂર ખસી ગઈ. ચરણ નુપરના રણકારે અજબસિંહની છાતીના ધબકારામાં વિશેષ જોર આપ્યું.

અજબસિંહ તારાને,દુર ખસી ગયેલી જોઇ સ્થંભી ગયો.

" તારા ! આવી રીતે પ્રેમના સંગીત કદી ગવાય ખરા કે?

" ત્યા—રે ? "

તારાએ દૃષ્ટિ ઉંચી કરીને પોતાના પ્રિયની સ્હામું જોયું; પરંતુ તરતજ પાછી એ દૃષ્ટિ નીચી નમી ગઇ.

પત્નિની અલ્પ નજર થતાંજ અજબસિંહ હસી ઉઠયો.

" ત્યારે ? કહું ! મારી પાસે આવો. "

" આવો " સાંભળીને તારા બોલી.

" હવે " શું બોલ્યા ? "

" કંઈ નહિ ! હવે કયાં સુધી આવા ચાળા નખરા ચાલશે ?', અજબસિંહની આંખમાં સહેજ તીરસ્કાર આવ્યો.

તારાએ ઉંચું જોઇને. પાતની મુખ મુદ્રા તેણે જોઇ. અજબસિંહની આંખમાં આવેલો તીરસ્કાર તેણે બરાબર જોયો, બહુ તાણતા કદાચ તૂટી જાય એ ભય તેની આગળ રજુ થયો. એટલે તે હસીને બોલી.

"હું આવું, પણ—"

અજબસિંહ પલંગ પર બેસીને બોલ્યો;

"પણ શું ? કાંઇ શરત છે ?"

"હા, એક શરત છે. એ શરત સ્વીકારો તો—"

તારાને બોલતી અટકાવીને વચ્ચેજ અજબસિંહ બોલ્યો

"શું સરત છે, તારા !"

તારાના સમસ્તાંગમાં નૂતન ભાવનાના નુપુર ઘણાં મધુર અવાજે ખખડયા.તેના ગુલાબી ગાલ સ્હેજ સંકોચાયા હોઠનું સ્મીત ખીલી નીકળ્યું. આંખમાં અણદીઠ તેજ આવ્યું. તે બોલી.

"હું આવું: પણ મને દુ:ખ ન આપો તો."

આટલું બોલીને તારા ચુપ રહી. પ્રિયના મ્હોં પ્રતિ એક ગુપ્ત દૃષ્ટિ ફેંકીને પછી તે હસી પડી.

અજબસિંહ તારાના કહેવાનો આશય કળી ગયો. ને તેની શરત સ્વીકારવાનો તેણે વિચાર કર્યો.

"તારી શરત કબુલ, પછી ?"

"જરૂર !"

"જરૂર !"

તારાએ પલંગ તરફ પગલાં ભર્યાં. આ વખતે તેના વદન ઉપર એવી છટા તરવરી કે તે તેના પ્રિયને અત્યંત

મોહક લાગી. તેના ગાલનું હાસ્ય અજબસિંહે દિવ્ય દૃષ્ટિથી નિહાળ્યું; ને તેના ઓઠ સ્હેજ કંપવા લાગ્યા. તારા પલંગની છેક નજીક જઇને ઉભી રહી.

અજબસિંહે બન્નેના હાથ લંબાવ્યા, એ પહોળા થયેલા હાથમાં પોતે સપડાવાનું છે એમ તારાને લાગ્યું. તેથી તે જરા લઘુ નજીક ગઇ, અજબસિંહે તારાને બન્ને હાથ વચ્ચે દાબીને પલંગ પર પોતાની સાથેજ બેસાડી દીધી.

" આ આવી લ્યો શું છે ? " તારા હસીને બોલી.

અજબસિંહને આકર્ષવા આટલા શબ્દો પુરતા હતા. ક્રોધ હર્ષ, પ્યારનો આવેગ કંઈ ઓરજ છે, માણુસનું મુખ આ લાગણીઓના રંગમાં રંગાઇ રૂપાળું બની જાય છે. અજબસિંહથી છાતીમાં પ્યારનો મહાસાગર ઉછળ્યો. ભરતીના બળમાં તેણે તારાની કોટે હાથ ભેરવ્યા અને....અને.... એ ઓરડામાં સમાઈ ન શકે એવા ભવ્ય ધ્વનિ વાળું ચુંબન કર્યું.

આવી ક્ષણે કેટલા આનંદની હોય છે ?

ચુંબનનો રણકાર લુપ્ત થયો. તારાના વદન પર પ્રસ્વેદના બિન્દુઓ બાઝયા તે અજબસિંહે લુછી નાખ્યા. પ્રીય તરફના ચુંબનનો પહેલો પ્રસંગ તારાને ઘણો મધુર લાગ્યો. તેના સૌન્દર્યમાં કેં અપૂર્વ પ્રકાશ આવ્યો. અજબસિંહ બોલ્યો

" તારા ! તારૂં સૌન્દર્ય કેટલું બધું છે ! "

" કેટલું બધું છે ? " તારાએ સ્હામો પ્રશ્ન કર્યો.

" કે કરેલી શરત હું.... ...."

"શું !" તારાના કપાળમાં પ્રસ્વેદનું એક ટીપું આવ્યું,

", તો–ડી–શ, "

અજબસિંહ હસ્યો. તારા શું બોલે છે, તે સાંભળવા માટે તે મૌન રહ્યો પરંતુ તારા કશું બોલી નહિ. પતિને વધુ આકર્ષવા માટે જેટલા ચાળા થઇ શકે તેટલા તે કરવા લાગી.

અજબસિંહે પુન: ચુંબન ધ્વનિ ઉપજાવ્યો. ને કરેલી શરત તોડવાની વાત ઉપર તે આવી ગયો.

તારા બોલી:

" ત્યારે " શરત કરીને હવે તે તોડતાં કંઈ........"

કંઇજ શરમ આવતી નથી તારા !" અજબસિંહે વચ્ચમાંજ જણાવ્યું.

" ત્યારે જુઠી શરત શા માટે કરી ? પાપ લાગશે નહિ ? જુઠું બોલવામાં તો...."

" તે ન્યાય તારા મ્હોંએજ થઈ ગયો છે, તારા ! તેંજ હમણાં કહ્યું હતું કે ધર્મ રાજા દ્રૌપદી સાથે હસતા હસતા જુઠું બોલ્યા હોતતો તેમનું ગૌરવ ઘટત નહિ." અજબસિંહે તારાના શબ્દો સંભળાવ્યા.

" એટલે ?" તારાએ જાણ્યું કે આવા લ્હાવા સદાય ટકી શકતા હોય તો સ્વર્ગની વિસાત કંઇજ નથી !

" એટલે એજ કે તમેજ બંધાઇ ગયા છો. જો ધર્મ રાજા તેમની પત્ની પાસે હસતાં હસતાં જુઠું બોલેને પાપ નહિ, તો હું મારી પત્ની પાસે હસતાં હસતાં જુઠું બોલું તેમાં પણ પાપ નહિ; ખરૂં કે ?"

તારા ચૂપ રહી. પોતે બોલવામાંજ બંધાઇ ગઇ હતી તેથી તે નિરૂપાય બની. અજબસિંહે કરેલી શરત તોડીને તેથી તેને અદ્વીતીય આનંદનો અનુભવ થયો !

" આવીજ શરતો કરજો ! " તારાના સ્વરમાં મીઠાશ અને મૃદુતા હતી.

" તારી એવી મરજી હશે તો તેવીજ શરતો કરીશ."

અજબસિંહ બોલ્યો; ને સ્હેજ હસ્યો.

તારાની આંખ દીપકના મંદ પ્રકાશમાં પણ બહુજ ચમકારા કરતી હતી. તેના પાતળા ને રતાશ મારતા હોઠ બીડાયલા રહ્યા શકતા ન હતા. તેની સહજ આગળ પડતી ગૌર અણિયાળી હડપચીમાં જણાતો ઓછો ખાડો વધારે સુંદર લાગતો હતો.

એકી ટશે તે પતિના મ્હોં સામું જોઇ રહી. પોતાની મરજી હશે તો એવીજ જુઠી શરતો થશે. તેનું મુખ વધારે કુમળું બન્યું.

"તારા !" અજબસિંહ બોલ્યો: "તારા માટે ગજબસિંહે કેટલો ગજબ ગુજાર્યો ? હા, પણ ! તારા જેવી દેવ કન્યા સમી સુંદરીને માટે તો લાખોનાં લોહી રેડાય !"

ગજબસિંહનું નામ સાંભળતાંજ કુમળું મુખ કુપિત ભાવને ધરી રહ્યું.

" એ અધમ ગજબસિંહનું નામ ન લ્યો. મારી એકની એક બ્હેનને તેણે છુંદી નાખી છે; ને મ્હારા પ્રિયતમને અસહ્ય ત્રાસ આપ્યો છે !"

તારા વિજયાની સ્મૃતિ આવતાં દુઃખી થઈ. તેની આંખમાં આવેલા આંસુ અજબસિંહે જોયા. ગજબસિંહની વાત કહાડવામાં પોતે ખરાબ કર્યું એમ તેને લાગ્યું. મિલનના પ્રથમ દિને આંસુના રેલા ચાલવા ન જોઇએ એ માટે તેણે વાત ઉડાવી દેવાનો પ્રયાસ કર્યો. " તારા ! તુ કૈં ગાઇ જાણે છે ?"

તારા હસી. દુઃખની સ્મૃતિ એ હાસ્યમાં તણાઇ ગઇ તે બોલી.

" કાલું કાલું ગાઇ જાણું છું. "

" એકાદ ગીત ગા; ત્યારે !" અજબસિંહ બોલ્યો.

તારાએ એક ગીત ગાયું. અજબસિંહની આંખમાં આનંદ ચમકયો. કોઈ અવનવા ઘેન નીચે તેના પોપચાં આંખને ઝીણી બનાવવા લાગ્યા. કેફ કરતાં ચડતી ઝણુઝણાટીનો તેને અનુભવ થયો. તેણે બીજા ગાનની માગણી

કરી. તારાએ તે પણ ગાયું ત્રીજા ગાનની માગણી કરી. તારાએ ત્રીજી ચીજ પણ ગાઇ.

"તારા ! તારા ! તું તો જાણે કિન્નરી છે હો ?" અજબસિંહ હસીને બોલ્યો.

"વાહ, વ્હાલા !" કહી તારાએ પ્રિયના ખભા પર પોતાના બન્ને હાથ મૂકયા.

અજબસિંહે પત્નીના એ ચાળાનો સત્કાર કરતાં હસીને હોઠ ચુમી લીધા !

પ્રેમ વીણાનો માર અપાર હતો !

* * * * *

થોડા સમય પછી શૂરસિંહ મહારાજાએ પોતાના રાજ્યની સત્તા જમાઈ રાજના હાથમાં સોંપી દીધી. અજબ સિંહ રાજ્ય પ્રાપ્તિ પછીથી તારા કુંવરીને 'તારા રાણી'નું સંબોધન આપવા લાગ્યો.

* * * * *

તારાની માગણીથી અજબસિંહ વિજ્યાનું સ્મારક ઊભું કરાવ્યું. તારા રાણી હરરોજ ત્યાં ફુલ લઇને જતી.



# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતો ભાગ ૧-૨
સચીત્ર દરેકના ૦-૧૦-૦
મીરાંબાઇ ભાગ (૧-૨) સચીત્ર
દરેકના ૦-૧૦-૦
રામલીલા ભાગ ૧-૨ સચીત્ર
દરેકના ૦-૧૦-૦
વીણાવેલી ભાગ ૧-૨ સચીત્ર
દરેકના ૦-૧૦-૦
સચીત્ર સતિદ્રૌપદી ૦-૧૦-૦
મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ
સચીત્ર કીં. ૦-૧૦-૦
રાજકઠીઆરો સંપૂર્ણ ૧-૪-૦
રક્ષક કે ભક્ષક ? ૦-૧૦-૦
સતિસીતા-સચીત્ર ૦-૧૦-૦
પતિનારાયણ વ્રત ૦-૬-૦
સત્યનારાયણની કથા ૦-૬-૦
વારાંગના કે દેવાંગના? ૦-૧૦-૦
બત્રીસ પુતળીમાની જુદી જુદી
વાતો ૧ થી ૧૦ ભાગમાં સચીત્ર
દરેક ભાગની કીં. ૦-૮-૦
બત્રીસ પુતળી સંપૂર્ણ
સે.નેરી બાઇડીંગ ૩-૮-૦
કામલત્તા સચીત્ર ૦-૮-૦

સમાજનો શીકાર ૦-૧૦-૦
ચિતોડનો કરણ કી. ૦-૮-૦
પ્રતાપી પ્રમિલા કી. ૦-૮-૦
રૂપિરાજનાંપદ સચિત્ર ૦-૮-૦
ચતુર સ્ત્રી વિલાસ ગરબાવળા
(લગનનાં ગીત સાથે) ૦-૮-૦
જુલ્મીજનેતા ૦-૬-૦
હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦
જીવતી ચુડેલ સચીત્ર ૦-૮-૦
રાજા હરિશ્ચંદ્ર હરિગીતમાં
સચીત્ર ૦-૬-૦
બોડાણો ભાગ ૧૨ સચીત્ર
દરેક ભાગના ૦-૧૦-૦
પવિત્ર કુમાર સચીત્ર ૦-૧૦-૦
પવિત્રતાનો પ્રતાપ ૦-૧૦-૦
પારસમણી ૧૯૨ પાનાં ૦-૮-૦
" મોટી ૨૫૬ પાનાં ૦-૧૦-૦
ભકતશીરોમણી પાનાં ૧૯૨
કી. ૦-૮-૦
ઝેરી ઝવેરી સચિત્ર કી. ૦-૧૦-૦
એકજ પૈસો સચિત્ર કીં. ૦-૮-૦
ભક્તશીરોમણી પાનાં ૨૫૬
કીં. ૦-૧૦-૦

સતીતારામતીવાર્તામાં સચિત્ર ૦-૧૦-૦
કોણચાલાક? સચિત્ર ૦-૧૦-૦
ખુનીની ખોપરી ... ૦-૮-૦
વિષનો વરસાદ ... ૦-૮-૦
પાપનું પડીકું ... ૦-૮-૦
જગતનો જાદુગર ... ૦-૮-૦
શવાશેરની શોધમાં ...૦-૮-૦
ડાકટર દૈત્ય ... ૦-૮-૦
કપટ સીંહ ... ૦-૬-૦
ભેદી મુડદું ... ૦--૦
સોળવરસની સતી ...૦-૮-૦
મેના શેઠાણી ૦-૬-૦
સતિ તેજબા ૦-૬-૦
બરાસ કસ્તુરી ૦-૮-૦
ગજરામારૂ ૦-૮-૦
સદેવંતઅનેસાવલીંગા -૮-૦
ગુલબંકાવલી ૦-૮-૦
બત્રીસ પુતળી સંપુર્ણ ૨-૮-૦
સાડાત્રણ ભાઇબંધ ૦-૮-૦
ભયંકર ભુતાવળી ૦-૬-૦
ડીટેકટીવ કે દેવ ? ૦-૮-૦
ભજનસાગર ૦-૮-૦
ભજન ભંડાર ૦-૮-૦
કૃષ્ણ સુદામા સચિત્ર ૦-૧૦-૦
રાજભાષા (ઇંગ્રેજીસહેલાઇથી શીખવાનું સાધનકી.૧-૮-૦
સચિત્ર કોકશાસ્ત્ર કી. ૧-૮-૦
હુન્નર પ્રકાશ કી. ૨-૦-૦
રસીક ધોળ પદ કી. ૧-૪-૦
શુદ્ધ કાવ્ય દોહન૧ થી ૫ ભાગ કી. ૨-૦-૦
સુડા બહોતેરી કી. ૨-૦-૦
ગીરધરકૃતરામાયણકી. ૩-૦-૦
તુલસી કૃતરામાયણકી.૬-૦-૦
પેસા કેમ કમાવા ? વ્યાપારી તાલીમ શોખવનારૂ સર્વોત્તમ પુસ્તક ) ૧-૮-૦
સ્વામીદયાનંદનું જીવન ચરિત્ર કી ૨-૦-૦
નઝીર કી. ૧-૦-૦
પંચીકરણ કી. ૨-૦-૦
મોટી ગાયનમાળા બાર ભાગ કી. ૦-૧૨-૦
" " આઠ ભાગ કી. ૦-૮-૦
" " છ ભાગ કી. ૦-૪-૦
મહાભારથ વલ્લભ વ્યાસનું કી. ૬-૦-૦
વિવેકાનંદનું જીવન ચરિત્ર સચીત્ર કી. ૩-૪-૦
સ્વામી રામતીર્થનું જીવન ચરિત્ર ૨-૮-૦

.૨
-૧
-૮
૧૨



# યુવરાજ





બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.
રીચીરોડ અમદાવાદ.